मुनि श्री लावण्यविजयजी विरचित

# श्री द्रव्यसप्ततिका ग्रंथ.

## मूल, टीका तथा बंनेनां भाषांतर युक्त.

देवद्रव्यादिना दोषथी दूषित थयेला तथा थता अनेक जैनबंधुओने जोइ
तेमना उपकारार्थे आ ग्रंथने अत्यंत उपयोगी जाणीने

श्री जामनगर निवासी शा. ओधवजी देवजीनी स्त्री बाइ जमनाबाइनी मददथी, श्री मेसाणानी
श्रीमद्यशोविजयजी जैन संस्कृत पाठशालानो वहीवट करनार श्रावक वेणीचंद
सुरचंदनी खास प्रेरणाथी भाषांतर करावी छपावीने प्रसिद्ध करनार

श्री जैन धर्मप्रसारक सभा—भावनगर.

वीर संवत २४२८. विक्रम संवत १९५८.

आ ग्रंथ वगर किंमते योग्य श्रावक भाइओने, मुनिराजोने तेमज जैन सभाओ विगेरेने भेट आपवा माटेज छपावेलो छे.



अमदावादः

“ निर्मळ ” प्रीन्टींग प्रेस मदनगोपाळनी हवेलीमां,

लल्लुभाई ईश्वरदास त्रिवेदीए छाप्यो.

# प्रस्तावना.

आ ग्रंथ संवत १७४४ ना वर्षमां तपगच्छी मुनिराज श्री लावण्यविजयजीए अन्य ग्रंथोमांथी गाथाओ उद्धरीने गुंथेलो छे, अने तेनी उपर टीका पण पोतेज रची छे. टीकानी अंदर मुलनी हकीकतने बहु सारी रीते खोलवी छे. प्रसंगोपात् कथाओ पण क्षेपवी छे. देवद्रव्य, गुरुद्रव्य, ज्ञानद्रव्य, साधारण द्रव्य ने धर्मद्रव्य एम पांच प्रकारना द्रव्य आश्री सात सात द्वार कहेला छे. द्रव्यना भेद, वृद्धि, विनाश, गुण, दोष, प्रायश्चित्त ने दृष्टांत–आ सात द्वारनुं स्वरूप बहु सारी रीते बतावेलुं छे. आधुनिक समयमां अनेक स्थानके देवद्रव्यादिकनो दोष देखी मेसाणा निवासी श्रावक वेणीचंद सुरचंदने घणी लागणी थइ आवी, जेथी तेमणे आ ग्रंथ प्रसिद्धिमां लाववा पोतानी तीव्र इच्छा जणावी अने तेनी शुद्ध प्रत मेलवी आपी, ते उपरथी अमे शास्त्री पासे तेनुं भाषांतर करावी बराबर तपासीने जैन वर्गसमिपे आ ग्रंथ मुक्यो छे. आवा ग्रंथो अनेक वखते साक्षीभूत थता होवाथी प्रमाण आपवा लायक गणाय छे. जेथी अमारा खास विचारने अनुसरीने अमे आ ग्रंथनुं के तेनी टीकानुं मात्र भाषांतर प्रगट न करतां मूल ने टीका सहीत तेनुं भाषांतर छपावेलुं छे. आ ग्रंथ तपासवामां श्री अमदावाद निवासी श्रावक हीराचंद ककलभाईए बहु सारी मदद आपी छे. ग्रंथ बहु उपयोगी तेमज रसीक छे. तेथी किंमतथी वेचवा माटे नहीं छपावतां योग्य श्रावकोने तेमज मुनिराज विगेरेने भेट आपी तेनो प्रसार वधारवानी इच्छा राखी छे. आ ग्रंथ छपाववाना खर्चमां मुख्य मदद श्री जामनगर निवासी श्रावक ओधवजी देवजीनी स्त्री बाइ

जमनाबाइए आपेली छे, अने पाछलथी वेठी कींमते नकल ५०० शेठ माणेकचंद कपुरचंद मुंबइ निवासीए लेवानुं कबुल करेलुं छे. आवा ग्रंथोनो जेम बने बेम घधारे प्रसार थवानी जरुर छे. आशा छे के थोडा वखतमां बीजी आवृत्ति करवी पडशे.

अशाड शुद १ }
संवत् १९५८. }

श्री जैन धर्मप्रसारक सभा.

भावनगर.

# દેવદ્રવ્યના સંબંધમાં અન્ય લેખ.

શ્રી ઉપદેશપ્રાસાદ ગ્રંથમાં સ્તંભ ૧૩ મામાં વ્યાખ્યાન ૧૯૩ મામાં પણ ચૈત્યદ્રવ્યના સંબંધમાં નીચે પ્રમાણે લખે છે—

"અક્ષતાદિ દેવદ્રવ્યનું ભક્ષણ કરવાથી પ્રાણી દોષને પામે છે તેથી અત્યંત યત્નવડે વિવેકી જનોએ દેવદ્રવ્યની રક્ષા કરવી." આ વિષય ઉપર શુભંકર શ્રેષ્ઠીનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે—કાંચનપુર નગરમાં શુભંકર નામે ધનાઢ્ય શ્રેષ્ઠી રહેતો હતો. તે નિત્ય જિનપૂજા તથા જિનવંદન કરતો હતો. એકદા જિનેશ્વરની પ્રતિમાને નમસ્કાર કરીને આગળ ઉભો હતો, તે અવસરે કોઇ દેવતાએ થોડાકજ વખત અગાઉ પ્રભુ પાસે પુષ્કળ દિવ્ય તંદુળની ત્રણ ઢગલીઓ કરી હતી તે તેની દૃષ્ટિએ પડી. રાંધેલા નહી છતાં પણ અત્યંત સુગંધવાળા તે અક્ષતો જોઇને જીવ્હાના આસ્વાદને વશ થયેલા તે શ્રેષ્ઠિએ તેનાથી ત્રણ ગુણા ચોખા પોતાને ઘેરથી મંગાવી ત્યાં મુકીને તે તંદુળ ગ્રહણ કર્યા. પછી પોતાને ઘેર આવી તે ચોખા નાંખીને ક્ષીર રંધાવી. તેની સુગંધ ચારે બાજુ વિસ્તાર પામી.

હવે તે શ્રેષ્ઠિને ઘેર માસક્ષપણને પારણે કોઇ સુવિહિત મુનિ ભિક્ષાને અર્થે પધાર્યા. શ્રેષ્ઠિએ પેલી ક્ષીરમાંથી થોડી તેમને વહોરાવી. મુનિ પરમાર્થને નહીં જાણતા સતા તે આહાર ઝોળીમાં મુકીને આગળ ચાલ્યા. તે મુનિ ૪૭ દોષરહીત શુદ્ધ આહારના લેનારા હોવાથી શુદ્ધ દેહવાળા હતા છતાં અયોગ્ય આહાર લેવાથી તેના ગંધ માત્રના મહિમાવડે તેના મનમાં અયોગ્ય વિચારોએ પ્રવેશ કર્યો. મુનિ વિચારવા લાગ્યા

કે-"અહો ! આ ધનાઢ્ય શ્રેષ્ટિના અવતારને ધન્ય છે. અમારા કરતાં તેનો મનુષ્યભવ સફળ છે કે જે નિત્ય સ્વેચ્છાએ યથેષ્ટ એવા મનોહર અશનનું આસ્વાદન કરે છે." આ પ્રમાણે અયોગ્ય આહારના ગંધ માત્રથી તેનું ચારિત્ર સંબંધી ધ્યાન નષ્ટ પામ્યું. પછી તે મુનિ એવો વિચાર કરતાં કરતાં ઉપાશ્રયે આવ્યા. ત્યાં આવીને વિચારવા લાગ્યા કે-"ગુરૂ સમક્ષ ગોચરી બતાવીને આહાર સંબંધી આલોચના કરવાનું શું કામ છે? કારણ કે આજે આહાર બહુ સુંદર મળેલો છે, તેથી કદી સ્વાદના લોભથી ગુરૂ પોતેજ તે લઇને ખાઈ જાય તો પછી હું શું કરૂં? માટે આજે તો તેમને બતાવવાથી સર્યું." આમ વિચારીને શિઘ્ર તે મુનિ લાવેલ આહાર ખાવા બેસી ગયા. ખાતાં ખાતાં વિચારવા લાગ્યા કે-"અહો! કેવો મજાનો સ્વાદ છે? આવું સ્વાદીષ્ટ ભોજન દેવને પણ દુર્લભ છે. આજેજ મને તો આ મનુષ્ય જન્મ પામ્યાનું સાર પ્રાપ્ત થયું. આજ સુધી ફોગટ મેં આ દેહનું દમન કર્યું અને તેને કૃશ કરી નાખ્યું. આવો આહાર જેને નિત્ય પ્રાપ્ત થાય તેનો જન્મજ સફળ છે." આ પ્રમાણે વિચાર કરતાં કરતાં આહાર કરીને પછી તે મુનિ સુખે સુઈ ગયા. તરતજ નિદ્રા આવી ગઇ. આવશ્યકાદિ ક્રિયા કરવાને સમયે પણ તે ઉઠ્યા નહીં. એટલે આચાર્ય વિચારવા લાગ્યા કે-"નિરંતર સુવિનિત એવો આ સાધુ આજે પ્રમાદી થઈ ગયો તેનું કારણ જરૂર તેણે કાંઈ અશુદ્ધ આહાર કરેલો હોવો જોઇએ. માટે તેણે આજે શું આહાર કર્યો છે તેની તજવીજ કરવી." એમ વિચાર કરતાં તે રાત્રી તો વ્યતીત થઈ ગઈ.

બીજે દિવસે સવારે પેલા શેઠ પ્રાતઃકાળમાંજ આચાર્યને વાંદવા આવ્યા. પેલા મુનિને ત્યાર સુધી સુઇ ગયેલા દેખી તેમણે તેનું કારણ આચાર્યને પુછયું. ગુરૂએ કહ્યું કે કાલે આહાર કરીને સુતેલ છે તે ઊઠાડ્યા છતાં હજુ સુધી ઊઠ્યા નથી. તે સાંભળીને શેઠ બોલ્યા કે-હે પુજ્ય! કાલે આહાર તો એ મુનિએ મારે ઘેરથીજ લીધો હતો. ગુરૂએ પુછયું કે-તમે સર્વ દોષ રહિત આહારવડે પ્રતિલાભ્યા હતા કે નહીં? શેઠ બોલ્યા કે-દોષ તો મેં કાંઈ જાણેલો નથી, પણ અહીં જિન મંદિરમાં કોઇએ સુગંધી ચોખા મુકેલા હતા

તે ત્રણગણા ચોખા મુકીને કાલે મેં લીધા હતા અને તેની ક્ષીર રાંધી હતી. તેમાંથી એ સાધુને વહોરાવી હતી. આ પ્રમાણે ભદ્રકપણાથી શેઠે સર્વ વાત ગુરૂ મહારાજને કહી બતાવી. તે સાંભળીને ગુરૂ બોલ્યા કે-હે શ્રેષ્ઠી! તને એમ કરવું યોગ્ય નહોતું. જૈન સિદ્ધાંતમાં કહેલું છે કે-જિન પ્રવચનની વૃદ્ધિ કરનાર અને જ્ઞાન દર્શન ગુણની પ્રભાવના કરનાર દેવદ્રવ્યનું ભક્ષણ કરવાથી પ્રાણી અનંત સંસારી થાય છે, અને તેવાજ દેવદ્રવ્યનું રક્ષણ કરવાથી પરિત્ત સંસારી થાય છે. વળી હે શ્રાવક! સાંભળ! "કોઇક નગરમાં એક ધનાઢ્ય શેઠ રહેતો હતો, તે પાડોશમાં રહેતા નટને પીડા કરતો હતો. તેથી તે નટે વિચાર્યું કે આ શેઠ જે રીતે મારા જેવો થાય તેમ કરૂં તો ઠીક. અન્યદા તે શેઠનું ઘર નવું ચણાતું દેખીને તેણે કોઈ દેરાસરનો ઇંટનો કકડો લાવીને પ્રચ્છન્ન રીતે તેની ભીંતમાં ચણી દીધો. અનુક્રમે તે ઘરમાં રહેવાથી તે શ્રેષ્ઠી નિર્ધન થઇ ગયો. એક દિવસ પેલા દરિદ્રી નટે તે શેઠને કહ્યું કે મારી વિડંબના કર્યાનું ફળ તેં હવે દીઠું! આ બધું મારૂં કૃત્યજ જાણજે. પછી તે શેઠે તે નટને મીઠે વચને સંતોષ પમાડીને તેણે જે કર્યું હતું તે પુછી લીધું, અને તેણે બતાવેલે ઠેકાણેથી પેલો ઇંટનો કકડો ભીંત ખોદીને કઢાવી નાખ્યો. તેના પ્રાયશ્ચિત્તમાં તે શેઠે એક નવું ચૈત્ય કરાવ્યું. ત્યાર પછી તે શેઠ પાછો સુખી થયો." માટે હે શેઠ! તેં તે ચોખા લીધા અને ખાધા તેથી તને મહા પાપ લાગ્યું છે. તે સાંભળીને ભય પામેલો તે શેઠ બોલ્યો કે-હે પૂજ્ય! મને પણ ગઈ કાલે બહુ દ્રવ્યની હાની થઇ છે. સુરિ બોલ્યા કે-હે શ્રેષ્ઠિ! તારૂં બાહ્ય ધન ગયું અને આ મુનિનું અંતરધન વિનાશ પામ્યું. માટે હવે તેના પ્રાયશ્ચિત્તમાં તારે હમણા તારા ઘરમાં વિદ્યમાન હોય તેટલા દ્રવ્યવડે એક ચૈત્ય કરાવવું યુક્ત છે. શ્રેષ્ઠિએ તેમજ કર્યું.

પછી આચાર્યે પેલા મુનિને રેચક પાચક ઔષધ આપીને તેના કોઠાની શુદ્ધિ કરાવી, અને તે આહારવાળું પાત્ર ગોમય અને રક્ષાનો લેપ કરી ત્રણ દિવસ સુધી તડકે મુકી રાખ્યું. પછી તે ગ્રહણ યોગ્ય

થયું. પેલા સાધુએ તે પાપને તપવડે આલોચી શુદ્ધ સમયના પ્રતિપાલનવડે પોતાના આત્માને શુદ્ધ કર્યો, અને પછી આત્મ સાધન કરવા લાગ્યા.

કહ્યું છે કે—श्राद्धो भोगाय देवस्वं, मुक्त्वा मूल्यं समाधीकं ॥
नाददेन्नैव दातव्यं, श्राद्धानां च परस्परं ॥ १ ॥

" શ્રાવક દેવને ચડેલી વસ્તુ સમાન મૂલ્ય મુકીને અથવા અધિક મૂલ્ય મુકીને પોતાના ભોગને અર્થે ગ્રહણ કરે નહીં તેમજ શ્રાવકને પરસ્પર આપે પણ નહીં."

श्रीजिनाय नमः ।

# श्री द्रव्यसप्ततिका वृत्तिः

ભાષાંતર સહિતા.

मूल–सिरिवीरजिणं वंदिय, धम्मगुरुं तत्तबोहगं धीरम् ।
देवाइदव्वतत्तं, सुत्ताणुसारे निरूवेमि ॥ १ ॥

ભાવાર્થઃ—તત્વનો બોધ કરનારા, અને ધીર એવા શ્રી વીર ભગવંત તથા ધર્મ ગુરૂને વંદના કરી શાસ્ત્રને અનુસારે હું દેવાદિ દ્રવ્ય તત્વને નિરૂપણ કરૂં છું. ૧

टीकामूल—इह ग्रंथारंभे ग्रंथकृत् शिष्टसमयपरिपालनाय विघ्नोपशांतये श्रोतृप्रवृत्तये च मंगलादिकं प्रतिजानीते

सिरिवीरत्ति श्रीवर्द्धमानजिनं स्वधर्माचार्यं च वंदित्वा सम्यग् मनोवाक्कायैर्नत्वा प्रणिधायेत्यर्थः । देवादिद्रव्यतत्त्वं देवादिद्रव्यस्य स्वरूपं निरूपयामि विविच्य वक्ष्ये इति क्रियाकारकसंटङ्कः । केन श्रुतानुसारेण श्राद्धदिनकृत्यादिग्रंथानुसारेण । अत्र प्राकृतत्वात् तृतीयार्थे सप्तमी । कीदृशं वीरजिनं गुरुं च तत्त्वबोधकं अनुग्रहधीप्रयुक्तसदागमोपदेशतस्तथा भव्यानां यथावास्थिततत्त्वबोधजनकं अनेनोभयत्र परंपरया साक्षाच्च परोपकारत्वं दर्शितं । पुनः कीदृशं धीरं मरणांतकष्टोपनिपातेप्यनुत्सूत्रप्ररूपकस्वभावमनेनोभयत्र सुगुरुत्वं सूचितं । यदुक्तं विशेषावश्यके "उस्सुत्तभासगाणं, बोहिनासो अणंतसंसारो ॥ पाणच्चएवि धीरा, उस्सुत्तं तो न भासंति ॥ १ ॥ तत्त्वतः स्वोपकारकत्वमपि भावितं । अत्र श्रीवीरजिनं तत्त्वबोधकं चेति पदद्वयेन सद्भूतार्थप्रतिपादनपरेण चत्वारो भगवदतिशयाः प्रकाशिताः । तत्र श्रीशब्देन ज्ञानातिशयः । वीरमित्यनेन पूजातिशयः । जिनइत्यनेनापायापगमातिशयः । तत्त्वबोधकमित्यनेन वचनातिशयः । तदेव चतुरतिशयप्रतिपादनद्वारेणोभयोरेकत्वदर्शनेन च गुरुदेवयोः पारमार्थिकीफलोपहितप्रणिधानयोग्यताभिहितेति भावः तथा प्रयोजनादिनिरूपणं च लोकाद्भाव्यमिति ॥ १ ॥

टीकाभाषांतर—આ ગ્રંથના આરંભમાં ગ્રંથકાર શિષ્ટાચારનું પાલન કરવાને માટે, વિઘ્નની શાંતિને માટે અને શ્રોતાઓની પ્રવૃત્તિને માટે પ્રથમની ગાથાથી મંગળાદિક કરે છે. શ્રી વર્ધમાન જિનેંદ્ર અને પોતાના ધર્માચાર્યને વંદના કરી એટલે મન વચન કાયાથી સારી રીતે ધ્યાન પૂર્વક નમી હું દેવાદિ દ્રવ્યના સ્વરૂપને નિરૂપણ કરીશ. તે શ્રાદ્ધદિન કૃત્ય વિગેરે શાસ્ત્રીય ગ્રંથને અનુસારે નિરૂપણ કરીશ. મૂલ ગાથામાં "सुआणुसारे" એ પદમાં જે સપ્તમી વિભક્તિ છે તે પ્રાકૃત ભાષા હોવાથી ત્રીજી વિભક્તિના અર્થમાં લેવી. હવે તે શ્રી વર્ધમાન જિનેંદ્ર અને ધર્માચાર્ય કેવા છે કે જેઓ અનુગ્રહ બુદ્ધિથી સત્શાસ્ત્રનો ઉપદેશ આપી ભવ્ય પ્રાણીઓને યથાર્થ તત્ત્વનો બોધ કરનારા છે. આ વિશેષણથી તેઓ બંનેમાં પરંપરાએ અને સાક્ષાત્પણે પરોપકારપણું બતાવેલું છે. વળી તેઓ કેવા છે કે ધીર છે અહિં ધીર એટલે મરણાંત કષ્ટ આવી પડે તો પણ ઉત્સૂત્ર પ્રરૂપણા નહીં કરવાના સ્વભાવવાળા—આ વિશેષણથી તેઓ બં-

તેમાં સુગુરૂપણું દર્શાવ્યું છે તે વિષે શ્રી વિશેષાવશ્યક સૂત્રમાં કહ્યું છે કે, "ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારના બોધિ ( સમ્યકત્વ )નો નાશ થાય છે અને અનંત સંસાર વધે છે, તેથી કદિ પ્રાણાંત થાય તો પણ ધીર પુરૂષો ઉત્સૂત્ર પ્રરૂપણા કરતા નથી." આ ઉપરના વિશેષણના સારથી જેવું તેઓમાં પરોપકારપણું છે તેવુંજ સ્વોપકારપણું પણ છે એમ બતાવ્યું છે. મૂળ ગાથામાં કહેલા શ્રી वीरजिनेंद्र" અને "तत्त्वबोधकं" એ બે પદ સત્ય અર્થને પ્રતિપાદન કરે છે. તેના વડે ભગવંતના ચાર અતિશય પ્રકાશિત કર્યા છે. તેમાં શ્રી શબ્દ વડે ज्ञानातिशय, वीर શબ્દ વડે-पूजातिशय, जिन પદવડે अपायापगमातिशय અને तत्त्वबोधक પદવડે वचनातिशय પ્રકાશિત થાય છે આવી રીતે ચાર અતિશય પ્રતિપાદન દ્વારા તે ભગવંત અને ધર્માચાર્યનુ એકત્વ પ્રતિપાદિત કરવાથી ગુરૂની અને દેવની પરમાર્થ ફલને માટે વંદના-ધ્યાન કરવાની યોગ્યતા જણાવી છે. આ શિવાય ગ્રંથપ્રયોજન વિગેરેનું નિરૂપણ લૌકિક શાસ્ત્ર ( અન્યશાસ્ત્ર )થી જાણી લેવું. ૧

## હવે દેવાદિ દ્રવ્ય પદનો વાચ્યાર્થ કહે છે.

उहारणबुद्धीए, देवाईणं पकप्पिअं च जया ।
जं धणधन्नप्पमुहं, तं तद्दव्वं इहं णेयं ॥ २ ॥

ભાવાથઃ—નિયમ બુદ્ધિથી દેવાદિકને માટે જે ધનધાન્યાદિ વસ્તુ જે કાળે કલ્પેલી હોય, તે પ્રાજ્ઞ પુરૂષોએ દેવાદિ દ્રવ્ય જાણી લેવું. ૨

# अथ देवादिद्रव्यपदवाच्यमाह.

टीकामूल—ओहारणेत्ति अवधारणबुद्ध्या भक्त्यादिविशिष्टनियमबुद्ध्या देवादिभ्यो यत् धनधान्यादिकं वस्तु यदा यत् कालावच्छेदेन प्रकल्पित उचितत्वेन देवाद्यर्थं एवेद अर्हदादिपरसाक्षिकं व्यापार्यं न तु मदाद्यर्थे इति प्रकृष्टधीविषयीकृतं निष्ठाकृतमिति यावत् तदा तद् दृष्ट अत्र प्रकरणे तद्द्रव्यं तेषां देवानां द्रव्यं देवादिद्रव्यं ध्येयं बुधैरिति शेषः। एवंसति संकल्पित मात्र मर्हदादिदृष्टिमात्रपतितं च देवादिद्रव्यं नभवतीति तत्त्वं। तेन नैवेद्यपूजार्थं संकल्पितमपि स्वनिष्ठितमशनादिक सपरिकरमृगाभिधद्विजश्राद्धेन साधुभ्यो विधिवद् दत्तं महाफलायाभूदन्यथोभयेषां स्फुटं दोषोपपत्तिः स्यात्। यदुक्त वसुदेवहिंडिका २ खंडे सघाचारवृत्तौ च "कोसलजणवए सगयसंनिवेशे जिणभत्तो गासच्छायणमितभोई मिगो नाम बंभणो परिवसइ। तस्स तारिसी मइरात्ति पिया। सुयावारुणित्ति। कयाइमिगेणाणुन्ना भद्दे करे हि देवकए भत्तं। जउ चउहागमे पूया भणिया। तथाहि तित्थयरो अरिहंतो तस्स चेव भत्ति कायव्वा सायपूआ वंदणाईहिं भवइ। पूर्यपि पुप्फामिसथुइपडिवत्तिभेअओ चउव्विहंपि जहासत्तिए कुज्जात्ति" अत्रयथासभवमविकलाप्तोपदेशपरिपालना प्रतिपत्तिः। तओ पुप्फपूआओ नेविज्जपूयापवरेत्ति। भन्नंतीए तीए देवकज्जे सज्जियं भोयणं। साहवो अउवागया पच्चक्खं मुक्ख मग्गो इव तिण्हवि जणाण समवाओ पडिलाभेमुत्ति वड्ढमाण भावेहिं तेहिं साहवो पडिलाभिया। गिण्हंति मुणी वि किंचि तेसिं सुद्धभाव बुद्धित्थ। अत्र विशेषार्थो बृहत्कल्पभाष्यतो भाव्यः। तोपूआदाणफले, णेवं तिण्हंपि तेसि सजायं, रायकुले भोगफल, जस्स महो पूयमाहप्पं १। तथा तव नियमेण य मुक्खो, दाणेण य हुति उत्तमा भोगा। देवच्चणेण रज्जं, ऽणसण मरणेण इंदत्तं २। ततो भवांतरे च मृगद्विजादयो मुक्तिं प्रापुरिति। अतएव पूजातः प्राग् देवपूजासत्कस्वचंदनभाजनात् पात्रांतरे हस्ततलेवा गृहीतचंदनेन कृतभूषणः श्राद्धो देवानर्चयेत् तथा स्वगृहदीपोऽपि देवदर्शनार्थमेव देवाग्रे आनीतो देवसत्को न स्यात्, तथा देवाग्रे ढौकितं नैवेद्यपात्रादिकमपि देवसत्कं न स्यात् तथोचितनव्याम्रपकाम्रफलादेर्देवस्य पुरो ढौकनं साधोर्निमंत्रणं च विना स्वयमग्रहणमिति यावज्जीवनियमे सति तद-

करणे नियमभंगः नियमाभावे तु तदनिवेदने भक्तिभंगाशातना स्यात्। न तु देवदृष्टौ देवसत्कं तेन न देवद्रव्य-भक्षणदोषप्रसंग इत्यादि विधिनिषेधवादोऽपि घटते इति २.

टीकाभाषांतर—નિયમ બુદ્ધિથી એટલે ભક્તિઆદિ વિશિષ્ટ નિશ્ચયવાળી બુદ્ધિ વડે જે કાળે ધનધાન્યાદિક વસ્તુ દેવાદિકને અર્થે કલ્પેલી હોય એટલે "આ વસ્તુ યોગ્યપણે કરી અર્હંત વિગેરે કોઈ બીજાની સાક્ષીએ દેવાદિકને માટેજ વાપરવી, મારે માટે કે કોઈ બીજાને માટે નહીં" આ પ્રમાણે બુદ્ધિના ઉત્કૃષ્ટ વિષયમાં જે નિર્ણય પૂર્વક ધારેલી હોય, તે વસ્તુને પ્રાજ્ઞ પુરૂષોએ દેવદ્રવ્ય જાણી લેવું. આ ઉપરથી એમ સમજવું કે, જે વસ્તુ માત્ર સંકલ્પિત થઈ હોય અથવા માત્ર અર્હંત વિગેરેની દૃષ્ટિએ પડી હોય તેટલાથી તે દેવ દ્રવ્ય કહેવાય નહીં ઇતિતત્ત્વં. તેથીજ પરિવાર સહિત મૃગ નામના એક બ્રાહ્મણ શ્રાવકે નૈવેદ્યને માટે સંકલ્પિત કરેલુ પણ પોતાની નિશ્રાનું અશનાદિ સાધુઓને વિધિ પૂર્વક આપ્યું તેથી તેને મોટું ફળ પ્રાપ્ત થયું હતું. નહીં તો બંનેને પ્રગટ દોષ લાગત. તે વિષે वसुदेवहिंडिका ના બીજા ખંડમાં અને संघाचारवृत्ति માં કહ્યું છે—કોશલ દેશમાં સંગય નામના ગામને વિષે માત્ર ગ્રાસ આચ્છાદનનોજ ભુક્તા મૃગ નામે એક જિનભક્ત બ્રાહ્મણ રહેતો હતો. તેને તેવીજ ( જિનભક્ત ) મતિરતિ નામે સ્ત્રી હતી. અને વારૂણી નામે પુત્રી હતી. એકદા મૃગદ્વિજે પોતાની સ્ત્રીને આજ્ઞા કરી કે હે ભદ્રે ! આજે દેવ નિમિત્તે[1] ભોજન તૈયાર કરજે. કારણ કે શાસ્ત્રમાં ચાર પ્રકારે પૂજા કહી છે. તે આ પ્રમાણે—તીર્થંકર અરિહંતની ભક્તિ કરવી, તે પૂજા અને વંદનાદિકવડે થાય છે. પૂજા પણ પુષ્પ, નૈવેદ્ય, સ્તુતિ અને પ્રતિપત્તિના ભેદથી ચાર પ્રકારે થાય છે. તેમાંથી યથાશક્તિ પૂજા કરવી આમાં યથા સંભવ અવિકલ એવા આપ્તના ઉપદેશની

---

૧ આમાં મુખ્યપણા ગૌણપણાનો ભેદ છે ગૌણપણે સ્વનિશ્રા પણ રહેલી છે. નહીતરતો દેવામા અને લેવામા બનેમા બનેને દોષની પ્રાપ્તિ થાત.

પરિપાલના તે પ્રતિપત્તિ રાગજવી. તેમાં પુષ્પ પૂજા કરતાં નૈવેદ્ય પૂજા શ્રેષ્ઠ રાગજવી. "આજ્ઞાને માન્ય કરનારી તે દ્વિજની સ્ત્રીએ દેવ નિમિત્તે ભોજન તૈયાર કર્યું. એવામાં સાધુ પધાર્યા તે જાણે પ્રત્યક્ષ મોક્ષ માર્ગજ હોય તેવા હતા. તેમને જોઈને ત્રણે જણાએ એકત્ર મળી આ મુનિને પડિલાભીએ એવા વૃદ્ધિમાન્ ભાવથી તે મુનિને પડિલાભ્યા. મુનિએ પણ તેમના શુભ ભાવની વૃદ્ધિને અર્થે કાંઈક ગ્રહણ કર્યું. આમાં વિશેષાર્થ બૃહત્ કલ્પભાષ્યથી જાણી લેવો. તે પૂજા અને દાનના ફળથી તે ત્રણે જણને રાજ કુળમાં ભોગ ફળની પ્રાપ્તિ થઈ. કારણ કે પૂજાનું માહાત્મ્ય બહુ ઉત્કૃષ્ટ પ્રકારનું છે. કહ્યું છે કે—"તપનિયમથી મોક્ષ પ્રાપ્ત થાય છે, દાન વડે ઉત્તમ ભોગ મળે છે, દેવાર્ચનથી રાજ્ય મળે છે અને અણુરાણ પૂર્વક મરણ પામવાથી ઇંદ્રપણું પ્રાપ્ત થાય છે."

પછી તે મૃગદ્વિજ વિગેરે ત્રણેજણાં ભવાંતરે મુક્તિ પામ્યાં હતાં. એથી પૂજા કર્યા પહેલાં દેવ પૂજાને માટે તૈયાર કરેલા ચંદનના પાત્રમાંથી બીજા પાત્રમાં કે હાથેળીમાં ચંદન લઈ તેના વડે તિલક ભૂષણ કરીને પછી શ્રાવકે દેવપૂજા કરવી એમાં દૂષણ નથી. તેમજ પોતાના ઘરનો દીવો દેવના દર્શનને માટે દેવની પાસે લાવવાથી તે કાંઇ દેવનો દીવો થઇ જતો નથી. દેવની પાસે ધરેલું નૈવેદ્યનું પાત્રાદિ પણ દેવ સંબંધી ગણાતું નથી. વળી યાવજ્જીવ એવો નિયમ હોય કે, યથોચિત નવું અન્ન, પકવાન્ન કે ફલાદિક દેવની પાસે ધર્યા વગર અને સાધુને નિમંત્રણ કરી વોરાવ્યા વગર પોતાના ભોગમાં લેવું નહીં, તો જો તેમ ન કરે તો નિયમનો ભંગ થાય, અને એવો નિયમ ન હોય તો નિવેદન કર્યા વગર વાપરવાથી દેવ ગુરૂની ભક્તિના ભંગ રૂપ આશાતના થાય. અહીં સાર એ છે કે જે દ્રવ્ય દેવની દૃષ્ટિએ પડે તે દેવદ્રવ્ય કહેવાતું નથી અને તેવા દ્રવ્યનું ભક્ષણ કરવાથી દેવ દ્રવ્યનું ભક્ષણ કરવાના દોષનો પ્રસંગ આવતો નથી એવી રીતે અહિં વિધિ નિષેધવાદ પણ ઘટે છે. ૨

## હવે સાતદ્વારવડે દેવદ્રવ્યની પ્રરૂપણા કરે છે.

**મૂલ—ભેયા वुड्ढी णासो, गुणा दोसा पायच्छित्त दिठंता।**
**एएहिं डुवारेहिं, एअस्स परूवणा णेया ॥ ३ ॥**

ભાવાર્થઃ—ભેદ, વૃદ્ધિ, વિનાશ, ગુણ, દોષ, પ્રાયશ્ચિત્ત, અને દષ્ટાંત આ સાત દ્વાર વડે એ દેવાદિદ્રવ્યની પ્રરૂપણા જાણી લેવી. ૩

टीकामूल—अथ सप्तद्वारैर्देवादिद्रव्यप्ररूपणां दर्शयति । भेअत्ति । तत्र शैक्षाशिक्षाप्रयोजका द्रव्यप्रकारा भेदाः १ सम्यग् चिंतापूर्वो स्वधनादिप्रक्षेपाविधिना तदुपचितिर्वृद्धिः २ लोभाद्युदयोदीरितभक्षणोपेक्षणादिना तद्धानिर्विनाशः ३ तयोः करणं वारणादिना पुण्यानुबंधिपुण्यादेर्लाभो गुणः ४ तद्विनाशोद्वेलितपापानुभावो दोषः ५ तद्विशोधकोऽनुष्ठानविशेषः प्रायश्चित्तं ६ क्रमात् गुणदोषयोः प्रवृत्तिनिवृत्तिदार्ढ्यार्थं निरूपितमुदाहरणं दृष्टांतः ७ एतैर्बुद्धिस्थैर्द्वारैरेतस्य देवादिद्रव्यस्य प्ररूपणा ज्ञेया, सम्यग्ज्ञानविषयी कार्या ॥ यतः सम्यग्ज्ञानत एव सम्यक्प्ररूपणाप्रतिपत्तिश्च भवतीति भावः ॥ ३ ॥

ટીકાભાષાંતર—દેવાદિદ્રવ્યની પ્રરૂપણા કરવામાં સાતદ્વાર છે. તેમાં પેહેલું દ્વાર ભેદ એટલે શિષ્યને શિક્ષામાં યોજનારા દ્રવ્યના પ્રકાર. બીજું વૃદ્ધિ એટલે સારી રીતે તેની ચિંતા રાખવા પૂર્વક પોતાના ઘરનુ દ્રવ્યાદિ તેમાં ઉમેરી તેને વધારવું તે. ત્રીજું દ્વાર વિનાશ એટલે લોભાદિક દુર્ગુણોને લીધે ભક્ષણ અથવા ઉપેક્ષા કરવાથી થતી તે દ્રવ્યની હાનિ. ચોથું દ્વાર ગુણ એટલે તે દ્રવ્યની વૃદ્ધિ કરવાથી અને હા-

નિને અટકાવવાથી થતો પુણ્યાનુબંધી પુણ્યાદિકનો લાભ. પાંચમું દ્વાર દોષ એટલે તે દ્રવ્યના વિનાશથી ઉત્પન્ન થતો પાપનો અનુભાવ. છઠ્ઠું દ્વાર પ્રાયશ્ચિત્ત એટલે તે દોષને શોધવા (દૂર કરવા) માટે કાંઇ પણ અનુષ્ઠાન આચરવું તે, અને સાતમું દ્વાર દૃષ્ટાંત એટલે અનુક્રમે ગુણદોષની પ્રવૃત્તિ નિવૃત્તિની દૃઢતાને માટે ઉદાહરણ આપવું તે-આ પ્રમાણે બુદ્ધિમાં રહેલા સાત દ્વારથી દેવાદિ દ્રવ્યની પ્રરૂપણા જાણી લેવી. અર્થાત્ તેને બરાબર રીતે જ્ઞાન વિષયમાં દૃઢ કરવી કારણ કે સમ્યગ્ જ્ઞાનથીજ સમ્યગ્ પ્રરૂપણા થઇ શકે છે. ૩

## હવે ઉપર કહેલા સાત દ્વારમાંથી અનુક્રમે આવેલું પ્રથમ ભેદદ્વાર મૂલોત્તર ભેદ સાથે કહી બતાવે છે.

**मूल–तं णेयं पंचविहं, चेइयदव्वं च गुरुअदव्वं च ।**
**नाणं साधारणगं, धम्मं पत्तेय तं तिविहं ॥ ४ ॥**

भावार्थः—તે દેવાદિ દ્રવ્ય આ રીતે પાંચ પ્રકારનું જાણવું–૧ ચૈત્ય દ્રવ્ય, ૨ ગુરૂ દ્રવ્ય, ૩ જ્ઞાન દ્રવ્ય, ૪ સાધારણ દ્રવ્ય અને ૫ ધર્મ દ્રવ્ય. તે પ્રત્યેક દ્રવ્ય ત્રણ ત્રણ પ્રકારનું છે ૪

टीकामूल—अथोद्देशानुक्रमेणादिशब्दनियामितं मूलोत्तरान्वितं भेदद्वार माह–तेणेयमिति । तद् देवादिद्रव्यं ज्ञेयं पंचविधं निश्राविषयभेदात् पचप्रकारं तद्यथा। चैत्यद्रव्यं १ गुरुद्रव्यं २ ज्ञानद्रव्य ३ साधारणद्रव्य ४ धर्मद्रव्यं ५ च । तथा तत् मूलभेदभिन्न देवादिद्रव्य च प्रत्येक त्रिविधं जघन्यादिभेदेन त्रिप्रकारं भवति । अय

भावः। चैत्यस्यार्हद्बिंबस्य निश्रितं द्रव्यं देवद्रव्यमित्यर्थः। अत्र "चैत्यं जिनोकस्तद्बिंबे चैत्यो जिन सभातरुरिति" हैमवचनात्। सपरिकरप्रसादो वास्तुरूपत्वेन देवद्रव्यांतर्भूतत्वात् पृथक् नोक्त इति। तच्च यथार्हंमूल्याद्यपेक्षया त्रिधा। जघन्यं १ मध्यमं २ उत्कृष्टं च ३। तत्र नैवेद्य मृतवंशोपकरणादि जघन्यं द्रव्यं १ वस्त्रधातुकाष्टभाजनोपकरणचतुःपदादि मध्यं द्रव्यं २ कनकरूप्यमौक्तिकवास्तुक्षेत्रादि उत्कृष्टं द्रव्यं ३।१ एवं यथासंभवं गुरुद्रव्यं भाव्यं २ भीमेतिभीमसेनन्यायात्। ज्ञानं ज्ञानद्रव्यं पुस्तकद्रव्यमित्यर्थः ३ तथा साधारणद्रव्यं चैत्यपुस्तकापद्गतश्राद्धादिसमुद्धरणयोग्यं ऋद्धिमच्छ्रावकमीलितं भांडागाररूपं क्षेत्रद्रव्यमित्यर्थः। तदपि पूर्ववत्त्रिधाभाव्यं ४ धर्मद्रव्यं प्रायः साधारणधिया चैत्यादि १२ धर्मस्थाने यथाशक्तिव्ययनिमित्तं परिज्ञातं द्रव्यं। तदपि त्रिधा एवं पंचदशभेदाः स्युरित्यर्थः। अत्रैकत्वे सति अनेकसंबंधित्वं साधारणत्वं तच्च नियतकर्तृविषयापेक्षया उत्तरं त्वनियतोभयापेक्षया च भेद्यं। अथवा निश्राकाले कार्यकाले वा प्रवर्त्तकधीभेदात् विषयभेदाद्वा सर्वत्रापि भेदः स्वधिया स्फुटं बोध्यः। तथात्र जघन्यादिद्रव्यविस्तारो वृद्धिनाशप्रायश्चित्तविवरणावसरे वक्ष्यते ॥ ४ ॥

## ॥ इति समाप्तं प्रथमं भेदद्वारं ॥

टीकाभाषांतर—તે દેવાદિ દ્રવ્ય નિશ્રાના વિષયના ભેદથી પાંચ પ્રકારનું છે. ૧ ચૈત્ય દ્રવ્ય, ૨ ગુરૂ દ્રવ્ય, ૩ જ્ઞાન દ્રવ્ય, ૪ સાધારણ દ્રવ્ય, અને ૫ ધર્મ દ્રવ્ય. આ મૂલ ભેદથી ભિન્ન દેવાદિ દ્રવ્ય પ્રત્યેક જઘન્ય વિગેરે ભેદથી ત્રણ પ્રકારનું થાય છે. તે આ પ્રમાણે પેહેલું ચૈત્ય દ્રવ્ય એટલે ચૈત્ય જે અર્હદ્બિંબ તેની નિશ્રાનું દ્રવ્ય તે દેવ દ્રવ્ય. चैत्य શબ્દ સંબધે हैमकोश માં લખે છે કે, चैत्य શબ્દના અર્થ જિનમંદિર, જિનબિંબ અને જિન સભાનું વૃક્ષ એ ત્રણ થાય છે. બધી સામગ્રી સહિત જે જિન પ્રાસાદ તે પણ વાસ્તુરૂપે હોવાથી દેવ દ્રવ્યની અંદર આવી જાય છે તેથી તેને જુદો ગણ્યો નથી. તે દ્રવ્ય યથાયોગ્ય મૂલ્યાદિકની અપેક્ષાએ ત્રણ પ્રકારનું છે १ जघन्य २ मध्यम અને ३ उत्कृष्ट. તેમાં નૈવેદ્ય અને માટી તથા વં-

શાદિકના ઉપકરણાદિક તે જઘન્યદ્રવ્ય. વસ્ત્ર અને ધાતુ તથા કાષ્ઠના પાત્રો ને ઉપકરણો તેમજ ચોગાનમાં આણી તે મધ્યમદ્રવ્ય, અને કનક, રૂપું, વાસ્તુ,[1] ક્ષેત્ર વિગેરે ઉત્કૃષ્ટદ્રવ્ય. ૧ એવી રીતે યથાયોગ્ય સંભવથી ભીમેતી ભીમસેન ન્યાય[2] પ્રમાણે ગુરૂ દ્રવ્યના ભેદ જાણી લેવા ૨. જ્ઞાનદ્રવ્ય એટલે પુસ્તક વિગેરે ૩ સાધારણદ્રવ્ય એટલે ચૈત્ય, પુસ્તક અને આપત્તિમાં આવી પડેલા શ્રાવક વિગેરેનો ઉદ્ધાર કરવાને યોગ્ય સમૃદ્ધિમાન શ્રાવક પાસેથી મળેલું જે ભંડારરૂપ ક્ષેત્ર દ્રવ્ય. તે પણ પૂર્વની જેમ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટપણાથી ત્રણ પ્રકારનું જાણી લેવું.૪ ધર્મદ્રવ્ય એટલે પ્રાયઃ સાધારણ બુદ્ધિવડે ચૈત્યાદિ બાર [3]ધર્મ સ્થાનમાં યથાશક્તિ વ્યય કરવા માટે એકઠું રાખેલું દ્રવ્ય. તેના પણ ઉપર પ્રમાણે ત્રણ પ્રકાર થાય છે. એવી રીતે બધા મળીને પંદર ભેદ થયા. અહિં સાધારણ દ્રવ્યમાં એકઠાપણું છતાં અનેક કાર્ય સાથે સબંધ ધરાવવો તે સાધારણપણું કહેવાય છે. તેમાં કર્ત્તાના કરેલા-ધારેલા નિયમ વિષયની અપેક્ષાએ જુદા જુદા ભેદ થઇ શકે છે અને ધારેલા નિયમ વગરની અપેક્ષાએ પણ ભેદો થઈ શકે છે. અથવા જુદા જુદા વિષયકાળે કે કાર્યકાળે પ્રવૃત્તિ કરનારની બુદ્ધિના કે વિષયના ભેદથી પણ સર્વ ઠેકાણે ભેદ પડે છે તે સુજ્ઞ પુરૂષોએ પોતાની બુદ્ધિથી જાણી લેવા. અહીં જઘન્ય વિગેરે દ્રવ્યના જે પ્રકાર છે, તે વૃદ્ધિ; નાશ અને પ્રાયશ્ચિત્ત દ્વારના વિવેચન વખતે વિસ્તારથી કહેવામાં આવશે. ૪

## ॥ इति प्रथम भेदद्वार समाप्त ॥

---

૧ ઘર મકાનાદિ. ૨ ભીમ શબ્દવડે જેમ ભીમસેનને ઓળખીએ તેમ ૩ મુખ્ય તો સાત ક્ષેત્ર કહેવાય છે તે પ્રસિદ્ધ છે. તેમાં નિશ્રાકાળે તથા કાર્ય કાળે પ્રયોજકની અવસ્થા બુદ્ધિ રૂપ બે ભેદ મેળવતાં ભક્ત પરિજ્ઞાને અનુસારે નવ ક્ષેત્ર (સ્થાન) થાય અને રાજ પ્રશ્નીય તથા યોગશાસ્ત્રને અનુસારે અનુકંપા સ્થાન મેળવતાં દશ સ્થાન થાય અને પંચાશકને અનુસારે પોસહશાળા અને આગમ પળાવવા રૂપ બે સ્થાન મેળવતાં બાર સ્થાન થાય.

टीकामूल अथैषां वृद्धौ नवगमाणं सम्यक्स्वरूपं विनीति वृद्धिद्वारमिति व्याख्यायां तत्कारणाधिकारिणो लक्षणेन पंचाशकगाथाभ्यामादौ सामान्यतस्तदधिकारिणं निरूपयति.

હવે 'જો દેવાદિ દ્રવ્યની વૃદ્ધિ કરવાથી આગળ કહેવાશે તેવું મોટું ફળ થાય છે' તે કહેવાને 'વૃદ્ધિદ્વાર' નિરૂપણ કરવાના પ્રસંગે ચૈત્ય કાર્યના અધિકારી પુરૂષના ગુણ જણાવવાને પંચાશક માંહેની બે ગાથા વડે પ્રથમ સામાન્યપણે તેના અધિકારી નિરૂપણ કરે છે.

अहिगारी य गिहत्थो, सुहसयणो वित्तसं जुओ कुलजो ।
अक्खुद्दो धिइबलिओ, मइमं तह धम्मरागी य ॥ ५ ॥
गुरुपूजाकरणरई, सुस्सूसाइ गुणसंगओ चेव ।
णायाहिगयविहा, णस्स धणियमाणापहाणो य ॥ ६ ॥

भावार्थः--અનુકૂલ કુટુંબવાળો, મનવાન્, સત્કાર કરવા યોગ્ય, કુલવાન્, દાની, ધૈર્યના બલવાળો, બુદ્ધિમાન્, ધર્મનો રાગી, ગુરૂ પૂજામાં તત્પર, સુશ્રુષાદિ બુદ્ધિના આઠ ગુણવાળો, ચૈત્ય દ્રવ્ય વિગેરેની વૃદ્ધિના ઉપાયનો જાણનાર અને શાસ્ત્રની આજ્ઞાને આધીન રહેનાર—એટલા ગુણવાળો ગૃહસ્થ ચૈત્ય કાર્યનો અધિકારી છે. ૫—૬

अहिगारीत्ति । गुरुपूजत्ति । अत्रोत्तरार्गत ईदृग्गुणो गृहस्थः प्रायोऽधिकारी देवादिद्रव्यवृद्धिकर्त्ता जिनैरुक्तः ।

तद्यथा। कीदृग् गृहस्थः। सुखस्वजनः अनुकूलकुटुंबादिवर्गसहितः १ वित्तवान् न्यायार्जितऋद्धिमान् २ युक्तः राजसत्कारादियोग्यः प्रत्यनीकादिनाऽपरिभूत इति यावत् ३ कुलजः सद्वंश्यः कृतप्रतिज्ञानिर्वाहकः ४ अक्षुद्रो दानशौंडः ५ धृतिबलिकः चित्तसमाधानलक्षणसामर्थ्ययुक् ६ तथा ज्ञाता विद्वान् प्रस्तुतविधानस्य चैत्यद्रव्यादि-वृद्धिविधेरित्यर्थः ७ आज्ञाप्रधानः आगमपरतंत्रः ८ धर्मासक्तः ९ गुरुभक्तिरतः पूजनीयसेवापरायण इत्यर्थः १० शुश्रूषादिगुणैः संगतः निवेकीत्यर्थः ११ मतिमान् स्वतः प्रशस्तधीमान् १२ [1]अयं भावः ईदृशः श्रद्धावतः सानुबंधसत्फलाः चैत्यद्रव्यादिवृद्धिव्यवहाराः सुसाध्याः स्युः तत्प्रतिकूलाभक्षणादिदोषा अपि निवार्याः स्युः। विसदृशस्तु ते दुःसाध्या एव ततो यस्य यथासामर्थ्यं स तत्र तथा प्रवर्त्तते इति ५॥ ६॥

टीकाभाषांतर--અહીં ઉત્સર્ગથી આવા ગુણવાળો ગૃહસ્થ પ્રાયે ચૈત્ય કાર્યનો અધિકારી-દેવાદિ દ્રવ્યની વૃદ્ધિ કરનાર કહ્યો છે. તે કહે છે-કેવો ગૃહસ્થ અધિકારી છે? ૧ અનુકૂલ કુટુંબાદિ વર્ગવાળો, ૨ ધન-વાન્ એટલે ન્યાયોપાર્જિત ધનવાળો, ૩ યોગ્ય એટલે રાજાના સત્કારને યોગ્ય જેથી શત્રુ વિગેરેથી પરાભવ નહીં પામનાર, ૪ કુલવાન્ એટલે સારા કુળમાં ઉત્પન્ન થયેલો, જેથી લીધેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કરનાર, ૫ અક્ષુદ્ર એટલે દાન આપવામાં તત્પર, ૬ ધૈર્ય બલવાલો એટલે પોતાના ચિત્તનુ સમાધાન કરવામાં સમર્થ, ૭ બુદ્ધિમાન્ એટલે પોતાની મેળેજ પ્રશસ્ત બુદ્ધિવાળો, ૮ ધર્મમાં આસક્ત, ૯ ગુરૂ ભક્તિમાં તત્પર એટલે પૂજ્ય જનોની સેવામાં પરાયણ, ૧૦ શુશ્રૂષા (સાંભળવાની ઇચ્છા) વિગેરે બુદ્ધિના આઠ ગુણ યુક્ત અર્થાત્ વિવેકી, ૧૧ ચૈત્ય દ્રવ્યાદિકની વૃદ્ધિના વિધિનો જાણ વિદ્વાન અને ૧૨ શાસ્ત્રની આજ્ઞાને આધીન રહેનાર આગમપરતંત્ર. આનો ભાવાર્થ એવો છે કે, આવા ગુણવાળા શ્રદ્ધાલુ ગૃહસ્થથીજ ચૈત્ય દ્રવ્ય વિગેરેનો વૃદ્ધિ સંબંધી વ્યવહાર પુણ્યાનુબંધી શુભ ફલ આપનાર હોઇને સાધ્ય થાય છે. અને તેનાથીજ તે ગુણને પ્રતિકૂલ ચૈત્ય દ્રવ્યાદિ ભક્ષણ વિગેરે દોષો નિવારી શકાય છે અને જો તેવો અધિકારી ન હોય તો તે-

---

૧ કાર્ય કારણનો સંબંધ દર્શાવવાને માટે આમાં પશ્ચાનુપુર્વીએ કેટલાક ગુણો ટીકાકારે દર્શાવ્યા છે.

॥ अथात्रैव विशेषतस्तदधिकारिणो निरूपयति ॥

અહિં વિશેષપણે તેના અધિકારીઓ જણાવેછે.

मग्गाणुसारिपायं, सम्मद्दिठ्ठीतहेव अणुविरई ।
एए हिगारिणो इह, विसेसउ धम्मसत्थंमि ॥ ७ ॥

ભાવાર્થઃ—માર્ગાનુસારી, અવિરત સમ્યગ્ દૃષ્ટિ અને દેશવિરતિ એ ધર્મશાસ્ત્રને અનુસારે પ્રાયઃ દેવાદિ દ્રવ્યની વૃદ્ધિના વિશિષ્ટ અધિકારી જાણવા. ૭

टीकामूल—मग्गाणुत्ति । भवाभिनंदिदोषरहितो मित्रादिदृष्टिसहितः शमसंवेगाद्युपलक्षितः तथाविधमंदमिथ्यात्वकषायोदयभाग् भजनया च जैनक्रियावान् तथाभव्यो मार्गानुसारी स्यात् । यदुक्तं धर्मपरीक्षादौ । " मग्गाणुसारिभावो, आणाए लक्खणं मुणेयव्वं । किरिया तस्स न णियया, पडिपंधे वाविउवयारे १ तत् तत् तत्त्वानुकूलप्रवृत्तिहेतुपरिणामो मार्गानुसारिभावः । सैव द्रव्याज्ञाप्युच्यते । तत्र माषतुषतामलत्यादिवत् अन्वयव्यति-

रेकाभ्यां दर्शनक्रिया न नियता। एतेन मार्गानुसारिणां द्रव्यतो जैनक्रियानियमो निरस्त इति १ एषा मार्गानुसा-
रिता नोत्कर्षतः चरमावर्त्तेऽपि प्रवर्त्तते। यदुक्तं तत्रैव “मग्गाणुसारिभावो पुग्गलपरिअट्टए मुणेयव्वो। गुणदु-
ट्ठीपाणिगमे भवाभिनंदीण दोसाणं” १ अत्र चरमपुद्गलावर्त्त प्राक्कालवर्त्तिनोऽनंतानुबंधिकषायादिविपाकरूपाः
क्षुद्रत्वादयो दोषा भवाभिनंदिन उच्यंते इति १ तथा मिथ्यात्वोदयरहितत्वे सति फलनिःशंकितादिगुणसहितो
भव्योऽविरतसम्यग्दृष्टिः २ भवोद्वेगादिगुणवत्त्वे सति अप्रत्याख्यानावरणक्षयोपशमजन्यविरतिर्भव्यो देशविरतिः
३ एते इह तद्धृत्यधिकारे विशिष्टाधिकारिणो धर्मशास्त्रेण पंचाशकाद्यनुसारेण प्रायो ज्ञेया इति शेषः। पुष्टा-
लंबने तु साधवोप्यत्राधिकारिणोऽग्रे वक्ष्यंते ॥ ७ ॥

ટીકાભાષાંતર—જેનામાં ભવાભિનંદી દોષ ન હોય, જે મિત્રાદિક દૃષ્ટિએ સહિત હોય, જે શમસંવેગાદિ યુક્ત હોય, જેને તથાવિધ મિથ્યાત્વ અને કષાયનો ઉદય મંદ હોય અને જેનામાં જૈન ક્રિયાની ભજના[1] હોય—આવા ગુણવાલો ભવ્ય જીવ માર્ગાનુસારી કહેવાય છે. તે વિષે ધર્મપરીક્ષા ગ્રંથમાં કહ્યું છે કે, માર્ગાનુસારી ભાવનું આજ્ઞાને વિષે લક્ષણ જાણવું. ક્રિયાનું ત્યાં નિયતપણું નથી, ઉપચારે કરીને સમ્યકત્વનો પ્રતિબંધ સમજવો.

અર્થાત્ જેમાં તે તે તત્ત્વને અનુકૂલ પ્રવૃત્તિ કરવાના હેતુ પરિણામ હોય તે માર્ગાનુસારીપણું કહેવાય છે. તેનેજ દ્રવ્યાજ્ઞા પણ કહે છે. તેમાં માષતુષ અને તામલી તાપસ વિગેરેની જેમ અન્વય (સંબંધ) અને વ્યતિરેક (જુદાપણા)થી દર્શન ક્રિયા કરવાનો નિયમ નથી–એથી જે માર્ગાનુસારી હોય તેને જૈન ક્રિયાનો નિયમ હોય એમ કહેવાનો નિરાસ થાય છે. આવું માર્ગાનુસારીપણું ઉત્કર્ષથી ચરમાવર્ત્તમાં પ્રવર્ત્તે છે, તે વિષે તેજ ગ્રંથમાં કહ્યું છે કે, એક પુદ્ગળપરાવર્ત્ત સંસાર રહે ત્યારે અર્થાત્ છેલા પુદ્ગળ પરા-

૧ ભજના=કરતો હોય કે ન પણ કરતો હોય.

વર્ત્તનમાં ગુણની વૃદ્ધિ થવાથી અને ભવાભિનંદીપણાનો દોષ દૂર થવાથી માર્ગાનુસારી ભાવ પ્રાપ્ત થાય છે.

ચરમ પુદ્ગલ પરાવર્ત્તથી પ્રથમના કાળના જીવો અનંતાનુબંધી કષાયાદિકના વિપાકરૂપ, ઉપદેશાદિકથી અસાધ્ય ક્ષુદ્રત્વ વિગેરે દોષોવાળા હોય છે તેથી તે ભવાભિનંદી કહેવાય છે. અને મિથ્યાત્વના ઉદયવડે રહિત હોવાથી કેવલ નિ:શંકાદિ ગુણોએ યુક્ત એવો જે ભવ્યપ્રાણી તે અવિરતસમ્યગ્દૃષ્ટિ કહેવાય છે. અને સંસાર તરફ ઉદ્વેગ-( ભવોદ્વેગ ) ઇત્યાદિ ગુણોવાળો, અપ્રત્યાખ્યાન આવરણ કષાયના ક્ષયોપશમથી જેને વિરતિ પ્રાપ્ત થઇ હોય તેવો ભવ્યપ્રાણી દેશવિરતિ કહેવાય છે. ઉપર પ્રમાણે જે માર્ગાનુસારી, અવિરત સમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતિ છે તેઓ દેવાદિ દ્રવ્યની વૃદ્ધિ કરવાના અધિકારમાં વિશેષ અધિકારી છે, એમ પ્રાય: ધર્મશાસ્ત્ર પંચાશકાદિને અનુસારે જાણી લેવું. પુષ્ટ આલંબન તરીકે તો સાધુઓને પણ અધિકારી કહ્યા છે. તે વિષે આગળ કહેવામાં આવશે. ૭

હવે અનુક્રમે તેના પ્રતિપક્ષ વિધિની અપેક્ષા કરનાર કર્ત્તાદ્વારા ફલથી ઢંકાએલા વૃદ્ધિદ્વારને બતાવી તે પ્રસંગે વિનાશદ્વાર પણ બતાવે છે.

मूल–जिणवरआणारहियं, वद्धारंतावि केवि जिणदव्वम् ॥
बुड्डंति भवसमुद्दे, मूढा मोहेण अन्नाणी ॥ ८ ॥

આ ગાથાનો અર્થ બે પ્રકારે કરવો. તેમાં વિધિપક્ષે સર્વત્ર ' અ ' વધારીને અર્થ કરવો.

ભાવાર્થઃ—શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાથી ' અ ' રહિત ( સહિત ) પણે દેવાદિ દ્રવ્યને વધારતા એવા કોઈ ' અ ' મૂઢ ( વિવેકી ) પુરૂષો અમોહપણે ( ભેદજ્ઞાનવડે ) શ્રી અર્હંતની આજ્ઞાનું આરાધન કરતા સતા ભવ સમુદ્રને તરી જાય છે.

દ્વિતીય ભાવાર્થઃ—શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞા રહિત દેવાદિ દ્રવ્યને વધારતા એવા કોઈ મૂઢ પુરૂષો મોહ–અજ્ઞાનવડે શ્રી અર્હંતની આજ્ઞાને નહિં માનતા સતા ભવસમુદ્રમાં ડુબી જાય છે. ૮

टीकामूल—अथ क्रमात्सप्रतिपक्षविध्यपेक्षकवर्धूद्वारेण फलोपहितां वृद्धिं दर्शयन् प्रसंगतो विनाशमपि दर्शयति। जिणेत्ति। अत्र तंत्र न्यायेन व्याख्यानं द्विधा कार्यं। तत्र विधिपक्षे सर्वत्र प्रायोऽकारविश्लेषात् जिनाज्ञयाऽरहितं सहितं देवादिद्रव्यं वर्द्धयंतः केचिदनिर्वचनीयगुणाः अमूढाः विवेकिनः अमोहेन भेदज्ञानेन आज्ञान्यः अर्हदाद्याज्ञामात्मनि नयंतीति अर्हदाज्ञाराधकाः भवसमुद्रे अ न निमज्जंति तरंतीत्यर्थः। विधिपक्षेतु यथाश्रुतं व्याख्येयं। अत्रेदं हार्दं श्रीआप्ताज्ञानुसारिण्युचितार्थक्रियाविधिः स्वच्छंदानुसारिणि चाविधिरतः कर्मादानादिकुव्यापारवर्जसद्व्यवहारादिविधिनैव तद्वृद्धिः कार्या १। केचित्तु श्राद्धव्यतिरिक्तेभ्यः समधिकग्रहणकं गृहीत्वा कलांतरेणापि तद्वृद्धिरुचितेत्याहुरिति। सम्यक्त्ववृत्त्यादौ संकाशकथायां तथोक्तेः। एवं सति परः प्राह। ननुदेवद्रव्याधिकारे कथं श्राद्धेन देवद्रव्यवृद्धिं कर्तुं शक्यते। यतो "भक्खंतो जिणदव्वं, अनंतसंसारिओ भणिओ" इति जानन्नपि आत्मव्यतिरिक्तानां यच्छन्नुभयेषां संसारवृद्धिं प्रतिकारणता भवति। न हि विषं कस्यापि विकारकृन्न स्यादिति वाच्यं। प्रायः सर्वेषामपायकृदेव स्यात् ग्रंथांतरे आलोचनाधिकारे मूषकादीनामपि दोषोत्पत्तिरुक्तास्ति।

तदत्र वृद्धिं प्रति का रीतिरत्रोच्यते। मुख्यवृत्त्या श्राद्धानां देवद्रव्यविनाशनमेव दोषः। कालोचितव्याजादिदानपूर्वकग्रहणे तु न भूयान् दोषः। समाधिकव्याजादिदाने पुनर्दोषाभावोऽवसीयते। तद्विनाशे तु दुर्लभबोधिता। तद्रक्षादिदेशनादानोपेक्षणादौ साधोरपि भवदुःखं च शास्त्रदर्शितमस्ति। तेन तदभिज्ञानां श्राद्धानां प्रायस्तस्या व्यापारणमेव श्रेयः। मा कदाचित् प्रमादेन स्वल्पोऽप्युपभोगो भवतु इति सुस्थानस्थापनया प्रत्यहं सारादिकरणपुरस्सरं महानिधानवत् तत्परिपालने च तेषां न कोपि दोषः किंतु तीर्थकृन्नामकर्मनिबंधनादिविशिष्ट लाभ एव ६। एवं सति तेषां यत्तद्वर्जनं तन्निःशूकतादिदोषसंभवपरिहारार्थं ज्ञेयं तेनेतरस्य तद्भोगाविपाकानभिज्ञस्य निःशूकताद्यसभवात् वृद्ध्यर्थं समधिकग्रहणकग्रहणपूर्वकसमर्पणे न दोषः । आगामिनिर्धनत्वापदादिसंभवेऽपि मूलधनस्य विनाशाभावात् । सशूकादौ तु वृद्ध्याद्यर्थं समर्पणव्ययहाराभावात् । तेषां तद्भक्षणे दोष एवेति ४। तथा कदाचित् उक्तप्रकारेण यदा सुश्राद्धा अपि स्वयं तद्वर्द्धयितुं न शक्नुवंति तदाक्षतपुगीफलनैवेद्यादि देवद्रव्यविक्रयोत्थद्रव्यवत् तद्धनेनैवोचितपृथग्व्यापारकरणेन लब्धं धनं साधर्मिकाणामुक्त्वा देवद्रव्यादौ प्रक्षेप्यं नतु स्वधनादौ । तद्धानिरपि तेषामग्रे वाच्या तत्प्रतीकारार्थमिति २ । तथा यदोक्तप्रकारेणेतरगृहेऽपि ग्रहणकग्रहणपूर्वक तद्वृद्धिसंभवो न स्यात् तदौचितव्याजादानपूर्वकमेव तद्गृहे तद्धनं यथाकालावधि संभूय सुश्रावकैर्मोच्यं। ततो अप्रमत्तास्ते तद्धनं तथा प्रकारेण गृहांतरं परावर्त्तयंतः सारादिकं कुर्वंतः प्रवर्त्तयेयुः ५। अत्रोत्सर्गापवादेन भावना कार्या। एवमादिवृद्धि प्रकाराभावात् सर्वथा विनाशसंभवेतु महानिधानवत् रक्षणीयमेव। नतु वृद्ध्यर्थं क्वचिदपि मोच्यमिति। श्राद्धविधि सम्यक्त्ववृत्ति प्रश्नोत्तरसंग्रह वृद्धवादानुसारेण विधिपूर्वकैव वृद्धिस्तथा भव्यानां संपूर्णफला यशस्करी भवति। अविधिना च विहिता कालांतरे समूलं चैत्यादिद्रव्यं विनाशयति। यतः "अन्यायोपार्जितं द्रव्यं, दश वर्षाणि तिष्ठति। प्राप्ते च षोडशे वर्षे, समूलं च विनश्यति।" यतो लोकेऽपि कृषिवाणिज्यसेवाभोजनशयनासनविद्यासाधनगमनं वंदनादिकं च द्रव्यक्षेत्रकालादिविधिना विहितं पूर्णफलवन्नान्यथा। सामग्रीवैकल्यात्। यदुक्तमुपदेशपदादौ "आसन्नसिद्धिआणं, विहिपरिणामो उ होइ सयकालं। विहिचाओ

अविहिभत्ती अभव्वजियदूरभव्वाणं १। धन्नाणं विहिजोगो, विहिपक्खाराहगा सया धन्ना॥विहिबहुमाणी धन्ना, विहिपक्खअदूसगा धन्ना ।२। विहिसारं चिअ सेवइ सद्धालूसत्तिमं अणुट्ठाणं। दव्वाइदोसनिहओवि, पक्खवायं वहइ तंमि ३।" लोकेऽपि श्रूयते "विधिपूर्वं कृतं कार्यं, संपूर्णफलसिद्धये। विपरीतं च तुच्छं स्यात्, श्रेष्ठिनंदनयोरिव ।४।" तद्यथा। कांचनपुरे द्वौ श्रेष्ठिसुतौ द्रव्यार्थिनौ एकं सिद्धपुरुषं भक्त्या भजतः स्म। एकदा तुष्टेन तेन सम्यग्विधिसहितानि तुंबीफलानि सप्रभावाण्यर्पितानि। तथाहि शतवारकृष्टे क्षेत्रे निरातपस्थले उक्तनक्षत्रवारयोगे वाप्यानि। वल्लीनिष्पत्तौ च कियति बीजानि संगृह्य सपन्नपुष्पवल्ली क्षेत्रस्थैव दह्यते। तद्भस्म एकगद्याणकप्रमितं चतुःषष्टि गद्याणकताम्रमध्ये क्षिप्यते जात्यं हेम स्यादिति। सिद्धेन शिक्षितौ तौ गृहमाययतुः। ततस्तयोर्मध्ये एकेन यथोक्तविधौ कृते जात्यं हेम जज्ञे। अन्येन विधिरीषन्न्यूनीचक्रे तस्यरूप्यमेवातः सर्वत्र सम्यग्विधिरेवोषितः। अविधिस्तु निःशूकतया विहितोऽनर्थायैव। यतः "जह भोयणमविहिकयं, विणासए विहिकयं जियावेइ। तह अविहिकओ धम्मो, देइ भवं विहिकओ मुक्ख १। हरिऊणय परदव्वं पूयं जोकुणइ जिणवरिंदाणं। दहिऊण चंदनतरुं कुणइ इंगालवाणिज्जं २।" न चैवं संप्रति धर्मो नैवकर्त्तव्यतयापन्न इति वाच्यं अपरिहार्याविधेः सुप्रतिकार्यत्वात्। यतः "अविहिकयावरमकय, उस्सूअवयणं भणंति सव्वण्णू॥ पायछित्तं जम्हा, अकए गुरुअं कए लहुअ १।" अतएव सकलपुण्यक्रियाप्रांते अविध्याशातनानिमित्तं मिथ्यादुःकृतं दातव्यमेवेति। किंच सातिचारादप्यनुष्ठानादभ्यासतः कालेन निरतिचारमनुष्ठानं भवतीति सूरयः यदाह। अभ्यासो हि प्रायः, प्रभूतजन्मानुगो भवति। शुद्ध इति संस्कारद्वारेत्यर्थः। बाह्योपि अभ्यासो हि कर्मणां कौशलमावहति नहि सकृन्निपातमात्रेणोदबिंदुरपि ग्रावणि निम्नतामादधातीति तत्त्वं ॥ ८ ॥

टीका भाषांतरः—આ ગાથાનો અર્થ तंत्रन्यायवडे બે પ્રકારે થાયછે. विधि पक्षे અને अविधिपक्षे. જ્યારે વિધિપક્ષે અર્થ કરવો હોય ત્યારે તેમાં प्रायः અકારનો વિશ્લેષ કરવો. જેમકે જિનાજ્ઞાથી अरहित એટલે સહિત એવા દેવાદિદ્રવ્યને વધારતા કોઇ એટલે જેમના ગુણ અનિર્વચનીય છે એવા અમૂઢ એટલે

વિવેકિ પુરૂષો અમોહેન એટલે ભેદજ્ઞાનવડે અર્હંતની આજ્ઞાને આરાધન કરનારા થઈ આ ભવ સમુદ્રમાં બુડતા નથી અર્થાત્ તેને તરી જાય છે. આ પ્રમાણે વિધિપક્ષે તેની વ્યાખ્યા થાય છે. આ સર્વનો હાર્દ એવો છે કે, આપ્ત પુરૂષની આજ્ઞાને અનુસરનારી જે યોગ્ય અર્થની ક્રિયા તે વિધિ કહેવાય અને સ્વચ્છંદ અનુસારી જે અર્થક્રિયા તે અવિધિ કહેવાય. આથી એ સિદ્ધ થયું કે, કર્માદાન વિગેરે કુવ્યાપારથી વર્જિત એવા સદ્વ્યવહારના વિધિથીજ તે દેવાદિદ્રવ્યની વૃદ્ધિ કરવી. અહિં કેટલાએક એમ કહે છે કે, શ્રાવક શિવાય બીજાને દેવાદિ દ્રવ્ય-તેનાથી અધિક કિંમતવાળુ ઘરેણું ગીરો લઇ-આપીને વ્યાજવડે તેની વૃદ્ધિ કરવી યોગ્ય છે. તે વિષે સમ્યક્ત્વવૃત્તિ વિગેરે ગ્રંથોમાં સંકાશની કથામાં કહેલું છે. વળી બીજો અહિં એવી શંકા કરે છે કે, દેવદ્રવ્યના અધિકારમાં રહેલા શ્રાવકથી દેવદ્રવ્યની વૃદ્ધિ શી રીતે કરી શકાય? કારણ કે, "भक्खंतो जिणदव्वं अनंत संसारिओ भणिओ" (જે જિનદ્રવ્યનું ભક્ષણ કરે તે અનંત સંસારી થાય છે.) આ પ્રમાણે જાણતાં છતાં તે જો પોતાનાથી બીજાને દેવાદિદ્રવ્ય આપે તો તે બંનેને સંસાર વૃદ્ધિનું કારણ થાય છે. 'કોઇને ઝેર વિકારકારક ન થાય' એમ કહી શકાય નહીં. કારણ કે ઝેર તો સર્વનો નાશ કરનારૂંજ છે. બીજા ગ્રંથમાં આલોચનાના અધિકારમાં દેવાદિદ્રવ્યને બગાડનારા ઉંદર વિગેરેને પણ દોષોત્પત્તિ કહી છે, તો હવે દેવાદિદ્રવ્યની વૃદ્ધિ કરવાની કઇ રીતિ? તે કહો. ઉપરની શંકાના સમાધાનમાં કહે છે કે, મુખ્ય-પણે શ્રાવકોને દેવદ્રવ્યનો વિનાશ કરવો તે દોષ છે પણ યોગ્ય કાળે વ્યાજ વિગેરે આપીને લેવું તેમાં કાંઈ વિશેષ દોષ નથી. અને વિશેષ વ્યાજ વિગેરે ઉગેરીને આપવામાં દોષનો અભાવ થાય છે. વળી તે દ્રવ્યનો નાશ કરવામાં આવે તો બોધિપણું દુર્લભ થાય તેમ જ તે દ્રવ્યની રક્ષા થાય તેવી દેશના આપવામાં જો સાધુઓ ઉપેક્ષા કરે તો તેમને પણ ભવદુ:ખ થાય. એમ શાસ્ત્રમાં દર્શાવ્યું છે, તેથી મુખ્યત્વે કરી સુજ્ઞ શ્રાવકોએ પોતે તો તેના વિષે કાંઇપણ વ્યાપાર કરવો નહીં તે સારૂં છે. અને 'કોઇકાળે પણ એ દ્રવ્યનો અલ્પ ઉપભોગ પણ ન થાય' એવું વિચારી તેને સારે સ્થાને સ્થાપી પ્રતિદિન તેની સારસંભાળ કરી મોટા નિધાન (ભંડાર)ની જેમ તેનું પરિપાલન કરવામાં તેઓને કાંઇપણ દોષ લાગતો નથી, પણ

તીર્થંકરનામકર્મ બાંધવા વિગેરેનો મોટો લાભ થાય છે. આવું છતા પણ તેઓને જે વર્જીત કહેલું છે તે નિ:શૂકપણા વિગેરે દોષના સંભવનો પરિહાર કરવાને માટેજ જાણી લેવું. 'દેવાદિદ્રવ્યના ઉપભોગથી કેવું પરિણામ આવે' એવું જે જાણતો ન હોય તેવા બીજા પરધર્મી માણસને તે વિષે નિ:શૂકતાદિ થવાનો સંભવ નથી, તેથી તે દ્રવ્યની વૃદ્ધિને માટે તેવાને અધિક કિંમતવાળા ઘરેણા ઉપર વ્યાજે આપવામાં કાંઇપણ દોષ નથી. કદિ ભાવી કાલે તે કરજદારને નિર્ધનપણા વિગેરેની આપત્તિ આવે તો પણ મૂલ ધનને તો હાનિ થવાનો અભાવ છે. અને જેમને તે દ્રવ્યના ઉપભોગમાં સશૂકપણું હોય તેવાની સાથે તો વ્યાજે આપવાનો પણ વ્યવહાર કરવો યોગ્ય નથી. કેમકે તેવાને તેથી દ્રવ્ય ભક્ષણનોજ દોષ લાગે છે.

આ પ્રકારે કદિ ઉત્તમ શ્રાવકો પણ જો પોતાની મેળે તે દ્રવ્ય ન વધારી શકે તો પછી અક્ષત, સોપારી, નૈવેદ્ય વિગેરે દેવદ્રવ્યનો વિક્રય કરવાથી ઉપજેલા દ્રવ્યની જેમ તે દ્રવ્યથી પણ જુદા જુદા યોગ્ય વ્યાપાર કરવા અને તેથી જે ધન ઉપાર્જન થાય તે સાધર્મીભાઇઓને જણાવી દેવ દ્રવ્યમાં નાખવું, પોતાના દ્રવ્યમાં નાંખવું નહીં. કદિ જો તેમ કરવાથી દેવદ્રવ્યમાં નુકશાન થયું હોય તો તે પણ સાધર્મી-ભાઇઓને જણાવી દેવું, કારણ તેમ કરવાથી તેનો ઉપાય થઇ શકે.

કદિ જો પૂર્વોક્ત પ્રકારે બીજાને ઘરે ઘરાણે આપતાં પણ જો તે દેવદ્રવ્ય વધવાનો સંભવ ન લાગે તો યોગ્ય વ્યાજ લઇ તેને (સંભાળ કરનારને) જ ઘેર અમુક મુદત ઠરાવી શ્રાવકોએ એકઠા મળીને મુકવું. અને પછી મુદત પુરી થયે શ્રાવકોએ પ્રમાદ રહિતપણે તે દ્રવ્યને બીજાને ત્યાં ફેરવી બરાબર સારવાર કરી સાવચેતીથી વધારવું.

અહીં ઉત્સર્ગ અપવાદથી ભાવના કરવી. એટલે ઉપરના કોઇપણ પ્રકારથી જો દેવદ્રવ્યની વૃદ્ધિ

થઈ શકે તેમ ન હોય અને સર્વ રીતે તેનો વિનાશ થવાનો સંભવ હોય તો મોટા નિધાનની જેમ તેની રક્ષાજ કરવી યોગ્ય છે. કોઈ ઠેકાણે વૃદ્ધિ અર્થે તેને મુકવું જ નહીં. શ્રાદ્ધવિધિ, સમ્યક્ત્વવૃત્તિ અને પ્રશ્નોત્તરસંગ્રહ ગ્રંથને અનુસારે તેમજ વૃદ્ધવાદને અનુસારે તે દેવદ્રવ્યની વૃદ્ધિ વિધિપૂર્વક કરવી, તેમ કરવાથીજ તે ભવ્ય પ્રાણીઓને સંપૂર્ણ ફલદાયક અને યશ આપનારી થાય છે. જો અવિધિએ તે દેવ-દ્રવ્યની વૃદ્ધિ કરવા જાય તો મૂલસહિત ચૈત્યાદિદ્રવ્યનો વિનાશ કરે છે. નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે, "અન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય દશ વર્ષ સુધી રહે છે અને જ્યારે સોળમું વર્ષ આવે છે ત્યારે તો તે સમૂલ નાશ પામે છે." તેમ લોકમાં પણ ખેતી, વ્યાપાર, નોકરી, ભોજન, શયન, આસન, વિદ્યાસાધન, ગમન અને વંદન વિગેરે પણ જો દ્રવ્ય, ક્ષેત્ર અને કાળ વિગેરેને અનુસારે વિધિ પૂર્વક આચર્યું હોય તો તે સંપૂર્ણ ફલ આપે છે, અવિધિથી આચર્યું હોય તો ફલ આપતું નથી. કારણ કે, તેમાં સામગ્રીનો અભાવ હોય છે. શ્રી ઉપદેશપદ વિગેરે ગ્રંથોમાં કહ્યું છે કે, આસન્નસિદ્ધિ[1] જીવોનેજ નિરંતર વિધિ પરિણામ હોય છે. વિધિનો ત્યાગ અને અવિધિ યુક્ત ભક્તિ અથવા અવિધિની ભક્તિ અભવ્ય અને દૂર ભવ્ય જીવોને હોય છે. ૧. વિધિનો યોગ ધન્ય પુરૂષોને થાય છે, વિધિપક્ષના આરાધકને સદા ધન્ય છે, વિધિનું બહુમાન કરનારાને પણ ધન્ય છે અને વિધિપક્ષને દુષણ નહીં આપનારને પણ ધન્ય છે. ૨. આસન્ન પ્રાણી વિધિયુક્તજ અનુષ્ઠાન સેવે છે. કદાચ દ્રવ્યાદિ દોષથી હણાયેલો હોવાથી બરાબર વિધિ ન કરી શકે તો પણ પક્ષપાત તો વિધિનોજ વહન કરે છે. ૩.

લોકનીતિમાં પણ કહેવાય છે કે, "વિધિપૂર્વક કરેલું કાર્ય સંપૂર્ણ ફલની સિદ્ધિને માટે થાય છે અને તેથી વિપરીતપણે કરેલું કાર્ય તુચ્છ થાય છે, જેમ કોઇ શ્રેષ્ટીના બે પુત્રોને થયું હતું." તે કથા આ

---

૧ સમીપમાં-થોડા કાળમા મોક્ષે જનાર

પ્રમાણે છે-કાંચનપુર નગરમાં કોઇ શ્રેષ્ઠીને બે પુત્રો હતા, તેઓ દ્રવ્યની ઇચ્છાએ કોઇ એક સિદ્ધપુરૂષને ભક્તિથી ભજતા હતા. એક વખતે તે સિદ્ધપુરૂષે પ્રસન્ન થઇ તેઓને વિધિસહિત પ્રભાવવાળાં તુંબી ફળ આપ્યાં. અને કહ્યું કે, "આ તુંબી ફલનાં બીજ લઇ સો વખત ખેડેલા ક્ષેત્રમાં જ્યાં સૂર્યનો તાપ ન પડતો હોય તેવા સ્થલને વિષે અમુક નક્ષત્ર અને વારના યોગે વાવી દેવાં. જ્યારે તેની વેલ થાય ત્યારે તેમાંથી કેટલાંક બીજ લઇ લેવાં; પછી તે પત્રપુષ્પવાળી વેલ તે ક્ષેત્રમાં તે સ્થિતિમાંજ બાળી નાંખવી, ને ભસ્મ લઇ લેવી. તેમાંથી એક ગદ્યાણા જેટલી ભસ્મ જો ચોસઠ ગદ્યાણાભાર તાંબામાં નાંખશો તો તેટલું ઉંચી જાતનું સુવર્ણ થશે"—આ પ્રમાણે તે સિદ્ધના કહેવાને અંગીકાર કરી તે બંને ઘેર આવ્યા. તેમાંથી એક જણે સિદ્ધનાં કહેવા પ્રમાણે બરાબર વિધિથી કરતાં તેને ઊંચી જાતનું સુવર્ણ થયું અને બીજાએ જરા અલ્પ વિધિ કરી તેથી તેને રૂપું થયું. એથી એમ જાણવું કે સર્વ ઠેકાણે સમ્યક્ પ્રકારે વિધિ કરવાથી પૂર્ણ ફલ મલે છે, અને નિઃશંકપણે અવિધિ કરે તો અનર્થજ ઉત્પન્ન થાય છે, કહ્યું છે કે, "જેમ ભોજન પણ અવિધિએ કર્યું હોય તો વિનાશ કરે છે અને વિધિએ કર્યું હોય તો જીવાડે છે, તેમ અવિધિએ કરેલો ધર્મ સંસાર આપે છે અને વિધિએ કરેલો ધર્મ મોક્ષ આપે છે." વળી "પરદ્રવ્યનું હરણ કરીને તેનાવડે જે જિનેશ્વરની પૂજા કરે છે તે ચંદનના વૃક્ષોને બાળીને કોયલા વેચવાનો વ્યાપાર કરે છે." એમ સમજવું.

આ ઉપરથી એમ જાણવું નહીં કે સાંપ્રતકાળે તો ધર્મ કરવોજ નહીં પણ એટલુ સમજવાનું કે, વિધિ પ્રમાણે ધર્મ કરવો અને અવિધિનો ત્યાગ કરવો. જે વિષે કહ્યું છે કે, "અવિધિએ કર્યા કરતાં ન કરવું સારૂં-એ વચનને સર્વજ્ઞ ઉત્સૂત્ર વચન કહે છે. કારણ કે-ન કરવાથી ગુરૂ પ્રાયશ્ચિત્ત આવે છે, કરવાથી લઘુ પ્રાયશ્ચિત્ત આવે છે."

એટલા માટેજ સર્વ પવિત્ર ક્રિયાઓને અંતે જો કાંઇ અવિધિથી આશાતના થઇ હોય તો તે નિમિત્ત

મિથ્યા દુષ્કૃત અપાય છે. મોટા વિદ્વાન્ સૂરિઓ કહે છે કે, " અતિચારવાળી ક્રિયા પણ કરવાથી અભ્યાસ-વડે કાળેકરીને અતિચાર રહિત થાય છે, તે વિગે કહ્યું છે કે, જે અભ્યાસ છે તે ઘણા જન્મ સુધી શુદ્ધ સંસ્કારદ્વારા અનુસરે છે. બાહ્ય અભ્યાસ પણ ક્રિયામાં કુશલતા આપે છે, જેમ પાણીનું ટીપું એક વખત પથ્થર ઉપર પડે તેથી કાંઇ પથ્થર ઘસાઇને નીચા થઇ જતા નથી. અર્થાત્ બહુવાર પાણી પડવાની જરૂર છે. એ તત્ત્વાર્થ છે. ૮.

હવે વિધિવત્ શ્રાદ્ધદિનકૃત્યાદિ ગ્રંથને અનુસારે દેવાદિદ્રવ્યની ચિંતા કેવી રીતે રાખવી તે બતાવી તેનો વિધિ અને અવિધિ બતાવે છે.

मूल—समये सड्ढो चिंतइ, चेइयमाईव डुत्थियं अन्नं ।
उग्गाहिणी उ सययं, दव्वु वुड्ढी न अन्नहा ॥ ए ॥

ભાવાર્થઃ—ઉત્તમ શ્રાવકે કોઈ સમયે ચૈત્યાદિદ્રવ્યની અને કોઇ સમયે બીજો કોઇ પુજારી વિગેરે આજીવિકાની અપૂર્ણતાથી દુઃખી હોય તેની ચિંતા રાખવી, તેમજ વળી દેવાદિદ્રવ્યની ઊઘરાણી કરવાની તો હમેશાં ચિંતા રાખવી, જો તેમ ન કરે તો તે દેવાદિ-દ્રવ્યની વૃદ્ધિ થતી નથી. ૯

टीकामूल—अथ विधिवत् श्राद्धदिनकृत्याद्यनुसारेण चिंतामपि निरूपयंस्तौ दर्शयति । समयेति । समये

एकाशं रादिवसारिस्ताते कदाचिदित्यर्थः । सशक्तिश्राद्धः चिंतयेत् सारणादिविधिना पर्यालोचनापूर्वं सारयेत्। चैत्यादीन् आदिशब्दात् चैत्यप्रदेशप्रमार्जनादिग्रहणं अथवा अन्यं चैत्यादिपरिचारकदेवार्चकमालाकारिकादिकं[1] दुःस्थितं स्वस्वव्यापारासमर्थमल्पाजीविकया वा दुःस्थितं संतं चिंतयेत्। देवादिद्रव्योद्ग्राहणीं तु सततं चिंतयेत् यतो देवादिद्रव्यस्यातिशयेन वृद्धिः स्यात्। विपक्षे दोषमाह ॥ अन्यथोक्तार्चिंताभावे तु उक्तवृद्धिर्नैव। इयमत्र भावना। देवगुर्वाद्यर्थवद्वारतोऽर्हत्शासनस्य मूलत्वात् पूर्वं यथावसरं विवेकिना सपरिकरचैत्यार्चिंता कार्या। तत्रापि जीर्णचैत्योद्धाराद्यपेक्षया विशिष्टफलदा। यदाह। "अप्पा उद्धरिओ च्चिअ, उद्धरिओ तहय तेहिं नियवंसो॥ अन्नेयभव्वसत्ता, अणुमोअंताओ जिणभवणं" ॥ १ ॥ " खविअं नीयागोअं, उच्चागोयं च बंधिअं तेहिं । कुगतिपहो निट्ठविओ, सुगइपहो अज्जिओ तहय" ॥ २ ॥ "इहलोगंमि सुकीत्ति, सुपुरिसमग्गो अ देसिओ होइ । अन्नेसिं भव्वाणं, जिणभवणं उद्धरंतेण" ॥३॥ " सिज्झंति केइ पुरिसा, भवेण सिद्धत्तणं च पावंति । इंदसमा केइ पुणो, सुरसुक्खं अणुहवेऊणं" ॥४॥ अतः सुधादिना चैत्यं संस्कार्यमिति । अतश्चैत्यप्रदेशसंमार्जनपूजोपकरणसमारचन प्रतिमापरिकरादि नैर्मल्यापादन विशिष्टपूजा प्रदीपादिशोभाविर्भावनाक्षतनैवेद्यादि वस्तुस्तोमसत्यापन चंदन केशर धूपघृतादिसंचयन देवादिद्रव्योद्ग्राहणिकाकरण तत्प्राप्तार्थक सुस्थानस्थापन तदायव्ययादिसुव्यक्तलेख्यकाविवेचनसमुद्गकाय व्ययस्थानादिसंरक्षण कर्मकर स्थापन-साधर्मिकगुरुज्ञान धर्मशालादेरपि यथोचितार्चिंतया यथाशक्ति यतनीयं। एवंऋद्धिमत्श्राद्धेन तु विमलाचलादिमहातीर्थस्यापि रक्षोद्धारकरमोचनादिविधिना सारणा कार्या । एतावता प्रसंगतश्चैत्यादिवैयावृत्यविधिरपि निर्णीत इत्यपि सिद्धं । नहि देवगुर्वादीनां श्रावकं विना प्रायोऽन्यः कश्चिच्चिंता कर्त्तास्ति। तथा सति जातु चोराग्न्याद्युपद्रवाद् देवादिद्रव्य विनश्यति तदापि चिंताकर्त्ता निर्दोष एवागदयंशादिभावस्याप्रतिकार्यत्वादिति । तत्रापि या चैत्यचिंता स्वल्पसमयसाध्या सा द्वितीयनैषेधिक्यावागेव विधेया । शेषा तु पश्चादपि यथावद्व्याक्षिप्तकाले। एतदेव गार्हस्थ्यसारं यदाह " तं नाण तं च विन्नाणं, त कलासु अ

१ चैत्यसेवाप्रमार्जनादिक्रियाविधायक.

कज्जे संभमहेऊं, जहठिअं सव्वमालोए ॥ ५३ ॥

ભાવાર્થઃ—જે આકુટી, દર્પ અને પ્રમાદથી તેમજ કલ્પથી તથા યતના, સંધાદિકનું કાર્ય અને સંભ્રમથી જે આસેવિત થયેલું હોય તે સર્વ યથાસ્થિત ગુરૂને નિવેદન કરીને આલોચવું. ૫૩.

टीकामूल—सम्यगद्वारं विवृणोति । तह आउट्टिएति । व्याख्या । तथाशब्दो यथाक्रमे । आकुट्टिको पेत्यकरणं । दर्पो वलगनादिः । प्रमादो मद्यादिः स्मृतिभ्रंशादिर्वा । एभ्यस्तथा कल्पतोवाऽशिवादिपुष्टालंवनतो । वा कल्पश्च यतनादि विषय इत्यत आह । यतनया यथाशक्ति संयमरक्षारूपधिया। कार्ये संघादिप्रयोजने। तथा संभ्रमहेतौ प्रदीपनकादौ अयतनया अनपेक्षितसंयमरक्षया च । यदासेवितं तदिति गम्यं । यथास्थितं सर्वमालो-चयेत् । गुरुभ्यो निवेदयेद्विशुद्धिकामो । नतु लज्जादिना किंचिद् गोपयति । निःशल्यत्वेनाराधकत्वात् । यतः " लज्जाइगारवेणं, बहुस्सुअमएण वा विदुच्चरियं । जो नकहेइ गुरूणं, नहुसो आराहगो भणिओ ।१। गारवेणत्ति रसादिगारवप्रतिवद्धत्वेन तपोऽचिकीर्षुतयेत्यर्थः ॥ ५३ ॥

टीका भाषांतरः—અહીં તથા શબ્દ યથાક્રમ અર્થમાં છે. આકુટ્ટિક એટલે ઉત્કંઠીતપણાથી, દર્પ એટલે ગર્વ યુક્ત ધાવન વલ્ગનાદિ ચેષ્ટા વિગેરેથી, પ્રમાદ એટલે મદ્યાદિકના પાનથી અથવા વિસ્મૃતિ વિગેરેથી એ સર્વેથી તથા કલ્પ એટલે અશિવાદિક પુષ્ટાલંબનથી અથવા કલ્પ એટલે યતના વિષય તે આ પ્રમાણે યથાશક્તિ સંયમરક્ષારૂપ બુદ્ધિ જે યતના તેવડે, કાર્યે એટલે સંધાદિકને પ્રયોજને તથા સંભ્રમ હેતુમાં એટલે અગ્નિવડે લ્હાય થઇ હોય ઇત્યાદિમાં અને અયતના એટલે અપેક્ષા વગર કરેલી સંયમની

રક્ષાવડે જે આસેવન કરેલું હોય તે સર્વની આલોચના કરવી એટલે કે તે સર્વ ગુરૂને નિવેદન કરી દેવું. શુદ્ધિની ઈચ્છાવાલા આલોચકે લજ્જાથી કાંઇપણ છુપાવવું નહીં. કારણ કે, જ્યાં સુધી પાપરૂપ શલ્ય ગયું ન હોય ત્યાં સુધી તે આરાધક થતો નથી. તે સંબંધમાં કહ્યું છે કે, "જે લજ્જાદિક ગારવથી અથવા બહુશ્રુતપણાના મદથી પોતાને લાગેલા સર્વ અતિચાર ગુરૂને કહે નહીં તો તેને આરાધક જાણવો નહીં." અહીં ગારવનો અર્થ એમ સમજવો કે, રસાદિ ગારવના પ્રતિબદ્ધપણાથી તપ કરવાની ઇચ્છા ન હોવાને લીધે પોતાના અતિચારાદિ પ્રગટ ન કરે. ૫૩.

॥ अथ द्रव्यादिशुद्धि फल माह ॥

હવે દ્રવ્યાદિશુદ્ધિનું ફલ કહે છે.

मूल—दव्वाईसु सुहेसु, देया आलोअणा जउ तेसु ।
हुंति सुहजावबुड्ढी, पाएसुसहाउ सुहहेउं ॥ ५४ ॥

ભાવાર્થઃ—ઉત્તમ પુરૂષે દ્રવ્યાદિ સુખોને વિષે પણ આલોઅણા લેવી. તો તેથી શુભ ભાવની વૃદ્ધિ થાય છે અને પ્રાયે સુખની હેતુ એવી સારી સહાય પ્રાપ્ત થાય છે. ૫૪.

( આ ગાથા સુગમ હોવાથી ટીકા કરી નથી. )

હવે દ્રવ્યાદિશુદ્ધિ વિષે વિવેચન કરે છે.

मूल—दव्वे खीरदुमाई, जिणभुवणाई अ हुंति खित्तंमि ।
पुन्नतिही पभिइ काले, सुहोवओगाइ भावेसु ॥ ५५ ॥

ભાવાર્થઃ—દ્રવ્યશુદ્ધિમાં વડ વિગેરે વૃક્ષો, ક્ષેત્ર શુદ્ધિમાં જિનભુવન વિગેરે ક્ષેત્રો, કાળ-શુદ્ધિમાં પૂર્ણાતિથિ વિગેરે તિથિઓ અને ભાવશુદ્ધિમાં શુભ ઉપયોગ વિગેરે. અર્થાત્ તેવા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને વિષે વિધિવડે ગુરૂ સાક્ષીએ શુદ્ધિ કરવી. ૫૫.

टीकामूल—अथ द्रव्यादिशुद्धिं विवृण्वन्नाह । दव्वेति । व्याख्या । सुगमा । नवरं क्षीरद्रुमो न्यग्रोधादिः । आदिशब्दात् चंपकाशोकसहकारादिग्रहः । जिनभुवनादि आदिशब्दादन्यदपि शुभक्षेत्रं । आह " उच्छुवणे सालिवणे चेइहरे चेवहोइखित्तंमिगंभीरसाणुणाएपयाहिणावत्तएउदगे १ " पूर्णाप्रभृति तिथिकाले रिक्तापष्ठीतिथौ नियमाद्यालोचनेति । शुभोपयोगादीत्यत्रादिशब्दान्निमित्तशास्त्रगतशुभभावपरिग्रहः । एवं तद्विधिना गुरुसाक्षिक्येव शुद्धिः कार्येति परमार्थः ॥ ५५ ॥

टीका भाषांतर—આ ગાથાની વ્યાખ્યા સુગમ છે. તેમાં વિશેષ જાણવાનું એટલું છે કે ક્ષીરવૃક્ષ એટલે રાંયણ તથા વડનું વૃક્ષ વિગેરે. આદિ શબ્દથી ચંપો, આસોપાલવ અને આંબા વિગેરેનું ગ્રહણ કરવું. જિન-

ભુવનાદિમાં આદિ શબ્દથી બીજાં પણ શુભ ક્ષેત્રોનું ગ્રહણ કરવું. તે વિષે કહ્યું છે કે, "ઇક્ષુ (શેરડી) ના વનમાં, શાળીના વનમાં, ચૈત્યમાં, ગંભીર, શબ્દાયમાન તથા જેની ફરતું પાણી હોય તેવા શુભ ક્ષેત્રમાં આલોયણ લેવી" પૂર્ણા વિગેરે તિથિઓના કાલને વિષે આલોયણ લેવી. રિક્તાતિથી અને છઠ એ આલોયણાને વિષે લેવી કહેલી નથી. ભાવથી શુભ ઉપયોગાદિ કહ્યું. તેમાં આદિ શબ્દથી નિમિત્ત શાસ્ત્રની અંદર બતાવેલા શુભ ભાવનું ગ્રહણ કરવું. એવી રીતે વિધિવડે ગુરૂની સાક્ષીએ શુદ્ધિ (આલોચના) કરવી, એ પરમાર્થ છે. ૫૫.

જો ઉપર કહ્યા પ્રમાણે ન હોય તો જે દોષ થાય તે કહે છે.

मूल—आलोअणं च दाउं, सईवि अन्ने तहप्पणो दाउं।
जे वि हु करंति सोहिं, तेवि ससल्ला विणिद्दिट्ठा ॥ ५६ ॥

भावार्थः—આલોચના આપનાર ગુરૂ છતાં પણ જેઓ પોતાની બુદ્ધિથી સ્વયમેવ આલોચના કરે છે તેઓ પાપરૂપ શલ્યવડે યુક્ત રહે છે અર્થાત્ તેઓ શુદ્ધ થતા નથી. ૫૬.

टीकासूल—विपक्षे दोषमाह । आलोएत्ति । व्याख्या । सत्यपि आलोचनाचार्ये स्वबुद्धया शुद्धौ कृतायामपि सशल्यता स्वस्मिन्नेव वर्त्तते इत्यर्थः । एतेन परसद्भावे परस्यैव पुरः तां यच्छन् शुद्धयतीति सिद्धं । यदाह । " छत्तीसगुणसम्पन्ना, गएण तेणं अपस्स कायव्वा । परसक्खिया विसोही, सुट्ठु ववहार कुसलेण १"

पराभावेतु आत्मनोऽपि आलोचनां यच्छन् शुद्ध्यति । केवलं सिद्धान् साक्षीकृत्येति । नचात्र भावालोचनयैव विशुद्धिसंभवे गुर्वादि साक्षिका सा व्यर्थेति वाच्यं। तत्साक्षिकत्वे धर्मप्रतिपत्तौ विशेषगुणोत्कर्षलाभात्। यदाहुः। श्रावकप्रज्ञप्तौ हरिभद्रसूरिपादाः । " संतंमिवि परिणामि, गुरुमूलपवज्जणंमि एसगुणो । दढया आणाकरणं कम्म-खओवसम वुड्डीअ१" गुरुसाक्षिकत्वे ह्यालोचनादिपरिणामस्य दृढता भवति। शंकापनोदेन विशिष्टनिर्णयोल्लासात्। " गुरुसक्खिओ धम्मो " इति वचनात् । जिनाज्ञाराधनं उत्साहानुकूलगुरूपदेशोद्भूतशुभाशयादधिकः क्षयोपशमः तस्माच्चाधिकाज्ञाप्रतिपत्तिरित्यादिगुणः । एवं चान्येऽपि नियमाः प्रायो गुरुसाक्षिकाः स्वीकार्याः । यतः शत्रुंजयमाहात्म्ये द्वितीयसर्गे । " क्रियाः सर्वाः प्रवर्त्तंत, गुरौ साक्षिणि नान्यथा । चक्षुष्मानपि नो पश्येद्वस्तु चेद्भास्करो नहि १५ ।" अतएव प्रतिक्रमणाद्यंतेऽपि कृतकार्यनिवेदनरूपालोचना च समुचितैव बोध्या ॥ ५६ ॥

टीका भाषांतर—આલોયણા આપનાર આચાર્ય છતાં જો પોતાની બુદ્ધિથી શુદ્ધિ કરે તો શુદ્ધિ કર્યા છતાં પોતાને વિષે પાપરૂપ શલ્ય રહે છે. એથી કરીને એ સિદ્ધ થયું કે, જો કોઇ પણ બીજું હોય તો તેની આગળ જઇને આલોયના લેવાથીજ શુદ્ધ થવાય છે. જેને માટે કહ્યું છે કે, " કદિ છત્રીશ ગુણોએ સંપન્ન હોય તોપણ ભલા વ્યવહારમાં કુશલ એવા પુરૂષે અવશ્ય બીજાની સાક્ષીએજ શુદ્ધિ ( આલોઅણા ) કરવી. " કદિ જો બીજાનો અભાવ હોય તો કેવલ સિદ્ધને સાક્ષી કરીને પોતાની મેળે આલોયણા લે તોપણ શુદ્ધ થાય છે. અહિં ભાવ આલોચનાવડે શુદ્ધિનો સંભવ હોવાથી ગુરૂની સાક્ષીએ આલોચના લેવી તે વ્યર્થ છે, એવી શંકા કરવી નહીં. કારણકે, ગુરૂની સાક્ષીએ આલોયણા લેવાથી ધર્મની પ્રાપ્તિ થવા સાથે વિશેષ ગુણોત્કર્ષનો લાભ થાય છે. તે વિષે શ્રીહરિભદ્રસૂરિએ શ્રાવકપ્રજ્ઞપ્તિને વિષે કહ્યું છે કે, " પરિણામ સારા છતાં પણ ગુરૂની પાસે જઇને આલોયણ લેવામાં દૃઢતા, આણાનું કરવાપણું, અને કર્મના ક્ષયોપશમની વૃદ્ધિ એટલા ગુણ પ્રાપ્ત થાય છે. ગુરૂના સાક્ષીપણાથી આલોચનાદિ પરિણામ દૃઢ થાય છે, અને શંકા ટળવાથી વિશેષ નિર્ણયનો પ્રકાશ થાય છે. વળી " ગુરૂ સાક્ષીએ ધર્મ કરવો " એવું શાસ્ત્ર વચન હોવાથી

શ્રીજિનેશ્વર ભગવંતની આજ્ઞાનું આરાધન થાય છે. વળી ઉત્સાહને અનુકૂલ એવા ગુરૂના ઉપદેશથી ઉત્પન્ન થયેલ શુભ આશયથી અધિક ક્ષયોપશમ થાય છે, અને તેથી અધિક જિનાજ્ઞાની પ્રતિપત્તિ વિગેરે ગુણો પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે કથન હોવાથી બીજા પણ જે કાંઇ નિયમો લેવા હોય તે પ્રાયે કરી ગુરૂની સાક્ષીએજ ગ્રહણ કરવા. જેને માટે શ્રીશત્રુંજય માહાત્મ્યના બીજા સર્ગમાં કહ્યું છે કે, " સર્વ ક્રિયાઓ ગુરૂની સાક્ષીએજ પ્રવર્તે છે. તે શિવાય પ્રવર્ત્તતી નથી, જેમકે નેત્રવાળો મનુષ્ય પણ સૂર્ય ન હોય તો વસ્તુઓને જોઈ શકતો નથી." એથી કરીને પ્રતિક્રમણને અંતે પણ શ્રાવકે કરેલા કાર્યને નિવેદનરૂપ આલોચના કરવાની છે તે સર્વ રીતે યોગ્ય જાણવી. ૫૬.

હવે આલોચનાના ગુણ કહે છે.

मूल—लहु आल्हादिजणणं, अप्पपरनिवित्ति तह अज्जवं सोही ।
दुक्करकरणं आणा, निस्सल्लत्तं च सोहिगुणा ॥ ५७ ॥

ભાવાર્થઃ—લઘુતા, ( પાપરૂપ ભાર જવાથી હલકાશ ) હર્ષની ઉત્પત્તિ, પોતાને અને પરને દોષથી નિવૃત્તિ, સરલતા, શુદ્ધતા, દુષ્કર કાર્ય કરવાપણું, શ્રીઅર્હંતની આજ્ઞાનું પાલન, અને પાપરૂપ શલ્યનો અભાવ. એટલા આલોચના કરવાથી ગુણ થાય છે. ૫૭.

टीकामूल—अथालोचनागुणानाह । लहुआ इति । व्याख्या । यथा भारवाहिनो भारेऽपहृते लघुता तथा

शल्योद्धारे आलोचकस्यापि १ । ह्लादिजननं प्रमोदोत्पादः २ । आत्मपरयोर्दोषेभ्यो निवृत्तिरालोचने हि स्वस्य दोष निवृत्तिः प्रतीता । तत् दृष्ट्वान्येऽप्यालोचनाभिमुखाः स्युरित्यन्येषामपि दोषेभ्यो निवृत्तिः स्यात् ३। आर्जवं निर्मायता सम्यगालोचनात् ४ । शोधिः शुद्धताऽतीचारमलापगमात् ५ । दुःकरकरणं दुःकरकारिता । ततो यत्प्रतिसेवनं तन्न दुःकरमनादिभवाभ्यस्तत्वात् । यत्पुनरालोचयति तत् दुःकरं प्रबलमोक्षानुयायिवीर्योल्लासविशेषेणैतस्य कर्त्तुं शक्यत्वात् । अतएवाभ्यंतरतपोरूपं सम्यगालोचनं मासक्षपणादिभ्यो दुःकरं ६ । तथा आज्ञा तीर्थकृतामाराधिता स्यात् ७ । निःशल्यत्वं स्पष्टं । उक्तं चैकोनत्रिंशदुत्तराध्ययने । "आलोअणयाणं माया नियाण मिच्छादंसण सल्लाणं मुक्खमग्गविग्घाणं अणंतसंसारवद्धणाणं उद्धरणं करेइ । उज्जुभावंचणं जणइ । उज्जूभावपडिवन्नेणं जीवेऽमाई इत्थीवेअं नपुंसगवेअं च न बंधइ । पुव्वबद्धंचणं निज्जरइत्ति ८ ॥ ५७ ॥

टीकाभाषांतर—હવે આલોયણના ગુણ બતાવે છે કે-જેમ બોજો ઉપાડનારને બોજો નાખી દીધા પછી હલવાપણું થાય છે તેમ આલોચના લેનારને પાપરૂપ શલ્ય દૂર કર્યા પછી હલવાપણું થાય છે૧ વળી આલોચના કરવાથી હર્ષ ઉત્પન્ન થાય છે. ૨ તેમજ પોતાને અને પરને દોષોથી નિવૃત્ત થવાય છે, એટલે પોતાના દોષ તો આલોચના કરવાથી દૂર થાય એ પ્રગટજ છે, પણ તે જોઇને બીજાપણ આલોચના લેવા તૈયાર થાય તેથી બીજાના દોષની પણ નિવૃત્તિ થાય છે. ૩ વળી સારી રીતે આલોચના કર્યાથી આર્જવ એટલે નિષ્કપટપણારૂપ ગુણ પ્રાપ્ત થાય છે. ૪. તથા અતીચારરૂપ મળના નાશ થવાથી શુદ્ધતા થાય છે. ૫. વળી આલોચના લેવાથી દુષ્કર કરણતા પ્રાપ્ત થાય છે, એટલે જે પ્રતિસેવના કરવી તે તો દુઃકર નથી કારણ કે તેતો અનાદિભવથી અભ્યાસ કરેલી છે પણ જે આલોચના કરવી તે દુઃકર છે, કારણ કે મોક્ષને અનુગત એવા પ્રબલ વીર્યના ઉલ્લાસથીજ તે કરી શકાય તેમ છે. એથીજ અભ્યંતર તપસ્યારૂપ સમ્યગ્ આલોચના તે માસક્ષપણાદિકથી પણ ઘણી દુષ્કર છે એમ કહેલ છે. ૬. વળી આલોચના કરવાથી શ્રીતીર્થંકર ભગવંતની આજ્ઞાનું આરાધન થાય છે. ૭. અને તેથી જે નિઃશલ્યપણું થાય છે તે તો સ્પષ્ટ જ છે.

તે વિષે શ્રી ઉત્તરાધ્યયનના ૨૯મા અધ્યયનમાં કહ્યું છે કે "આલોચના કરનારને મોક્ષ માર્ગમાં વિઘ્નરૂપ અને અનંત સંસારના વધારનારા માયા શલ્ય, નિયાણ શલ્ય ને મિથ્યાત્વ શલ્યનો ઉદ્ધાર થાય છે અને ઋજુભાવ પ્રાપ્ત થાય છે. ઋજુભાવ પ્રાપ્ત થયે સતે જીવ અમાયી થાય છે તેથી સ્ત્રીવેદને નપુંસક વેદ બાંધતો નથી અને જો પૂર્વે બાંધેલ હોય છે તો તેની નિર્જરા કરે છે. ઇતિ. ૫૭.

टीका—एवं शुद्धौ सत्यामालोचकस्य शल्यघातचिकित्सामिव विशेषशुद्धिमूल मुत्तरीकरणात्मकं प्रायश्चित्तविधिं दर्शयति । प्रथमं गुरुद्रव्यपरिभोग प्रायश्चित्तमाह ॥

એવી રીતે શુદ્ધિ થયા પછી આલોચના લેનારને શલ્યના પડેલા ઘાની તેને રૂઝવવારૂપ જાણે ચિકીત્સા (ઉપાય) હોય તેવો વિશેષ શુદ્ધિ થવાના મૂલ ઊત્તરી કરણરૂપ જે પ્રાયશ્ચિત્ત તેનો વિધિ દર્શાવે છે, તેમાં પ્રથમ ગુરૂદ્રવ્ય પરિભોગ આશ્રી પ્રાયશ્ચિત્ત કહેછે—

**मूल—मुहपत्ति आसणाईसु, भिन्न जलन्नाइसु गुरुलहुगाइ ।**
**जइदव्वभोगि इय पुण, वत्थाइसु देवदव्वं व ॥ ५८ ॥**

भावार्थः—જો ગુરૂ સંબંધી મુહપત્તિ આસન વિગેરે ભોગવ્યું હોય તો ભિન્ન પ્રાયશ્ચિત, તથા ભાત પાણી કે વસ્ત્રાદિ ભોગવવામાં આવ્યાં હોય તો ગુરૂ લઘુ આદિ પ્રાયશ્ચિત્ત અને જો ગુરૂ દ્રવ્ય ઉપભોગમાં આવ્યું હોય તો વિશેષ પ્રાયશ્ચિત્ત. તેમાં પણ વસ્ત્રાદિકમાં દેવદ્રવ્યની જેમ

તેટલા પ્રમાણની તે વસ્તુઓ પાછી આપવી એટલું વિશેષ સમજવું. ૫૮.

टीकामूल—मुहपत्तीति । व्याख्या । गुरुसक्के मुखपोतिकासनादौ भुक्ते भिन्नं निर्विकृतिकं। गुरुसक्के जले भुक्ते १। अन्ने भुक्ते ४ वस्त्रादौ । विक्रमार्कादिना पूजाधियैव निश्राकृतकनकादौ गुरुद्रव्ये भुक्ते ६। तथा वस्त्रादौ इयान् विशेषः यत्रगुरुद्रव्यं भुक्तं तत्रान्यत्रवा साधुकार्ये वैद्यार्थं वंदिग्रहाद्यापदुद्धारार्थं वा तावन्मितवस्त्रादिप्रदानपूर्वं प्रायश्चित्तं देयमिति भावः ॥ ५८ ॥

ટીકા ભાષાંતર—ગુરૂ સંબંધી મુહપત્તિ તથા આસન વિગેરે જો વાપરવામાં આવે તો ભિન્ન પ્રાયશ્ચિત્ત એટલે એક નીવી કરવી. ગુરૂસંબંધી પાણી વાપરવામાં આવે તો એકાસણું, અન્ન વાપરવામાં આવે તો આંબેલ, ગુરૂસંબંધી વસ્ત્રાદિ વાપરવામાં આવે તો ઉપવાસ, અને વિક્રમાર્ક વિગેરે રાજાઓએ કે શ્રાવકોએ ગુરૂ પૂજાની બુદ્ધિથી આપેલ સુવર્ણાદિ ગુરૂદ્રવ્ય જો ભોગવવામાં આવે તો છઠ્ઠ, પણ અહિં વસ્ત્રાદિકમાં એટલું વિશેષ સમજવું કે, જ્યાં ગુરૂદ્રવ્ય ઉપભોગમાં લીધું હોય ત્યાં અથવા બીજે સાધુના કાર્યમાં વૈદ્યને માટે વા કારાગૃહ વિગેરે આપત્તિમાંથી કોઈનો ઉદ્ધાર કરવા માટે તેટલા પ્રમાણના વસ્ત્રાદિ કે દ્રવ્ય ભોગવ્યું હોય તો દ્રવ્ય આપીને તેનું પ્રાયશ્ચિત લેવું એવો ભાવાર્થ છે. ૫૮.

હવે સાધારણ તથા દેવાદિદ્રવ્ય વિષે પ્રાયશ્ચિત્ત કહેછે.

मूल—साहारण जिणदव्वं, जं भुत्तं असण वत्थ कणगाई ।
तत्थाऽन्नत्थ व दिन्ने चउलहुचउगुरु अ छल्लहुगा ॥ ५९ ॥

ભાવાર્થઃ—સાધારણ સંબંધી કે દેવદ્રવ્ય સંબંધી નૈવેદ્ય, વસ્ત્ર, સુવર્ણ વિગેરે દ્રવ્ય જેટલું ખાવામાં કે વાપરવામાં આવ્યું હોય તેટલું દ્રવ્યાદિ જ્યાંથી વાપર્યું હોય ત્યાં કે બીજે ચૈત્યાદિકમાં આપીને ઉપરાંત તેનું જઘન્યાદિ ક્રમે ચતુર્લઘુ, ચતુર્ગુરૂ અને ષટ્લઘુ પ્રાયશ્ચિત્ત અંગીકાર કરવું. ૫૯.

टीका—अथ साधारणादि विषयं प्रायश्चित्तमाह । साहारणेति । व्याख्या । साधारणद्रव्यं जिनद्रव्यं च यावन्मात्रं व्यापारितं स्वकार्ये स्यात् । किंतादित्याह । अशनं नैवेद्यं वस्त्रं परिधापनिकादि कनकादि कनकरूप्यमौक्तिकादि तस्मिन् तावन्मात्रे जिनद्रव्ये साधारणद्रव्ये च तस्मिन्नन्यस्मिन् वा चैत्यादौ दत्ते सति जघन्यादिक्रमेण चतुर्लघु चतुर्गुरु षड्लघु प्रायश्चित्तं भवति । इति श्राद्धजीतकल्पानुसारेण प्रमादहेतुकं प्रायश्चित्तं दर्शितं । एवमाकुट्याचोक्तं द्विगुणं । दर्पेण त्रिगुणं बोध्यं । तथा द्रव्यमपि जघन्यतस्तावन्मात्रमुचितपदे व्ययितव्यं । उत्कर्षतस्तु तद्वर्गितादिकंचेति । किंच जातु व्यापारादिना देवादिद्रव्यं स्वधनेन संपृक्तं जातं तदा तद्विवेक प्रायश्चित्तेन शोधयित्वा सिद्धपुरीयश्राद्धवत् चैत्यादौ समधिकं मोच्यं । भक्तं तु तत् स्वधनेनोपार्ज्य पूर्वविधिना तत्र व्ययितव्यं । तपः कार्यं च । अथ च येन तद्भुक्तं निर्धनत्वात् दातुं न शक्यते तेनापि स्वधनानुसारेण इत्वरकालावधिक्रमेण च चैत्यादिकं सत्कुर्वता यथावत् गीतार्थदत्तं तपः कार्यं । यतः “ गुरुदेवार्थचौरोऽत्र, व्यर्थयत्यर्चयन्जिनं । वृजिनं स्वस्य सद्ध्यान, पात्रदानपरायणः १ ॥” निकाचितमपि दुःकर्म सद्ध्यानसामर्थ्यात् शिथिलीभवतीति स्थितिः।तथाज्ञाभंगातिक्रमव्यतिक्रमादौ प्रायश्चित्तविधिविशेषविस्तरो व्यवहारभाष्यादिभ्योऽवसेयः। साधुनापि तद्भोजिगृहिदत्तदेवभुक्तिद्वाराभूतदोषसंभवेन तथैव जीतानुसारेण प्रायश्चित्तविधौ यतनीयं । अन्यथा पूर्वोक्तविधिना कुलपरंपरं दोषमालिन्यं प्रवर्त्तते। यदुक्तं शत्रुंजयमाहात्म्ये “देवद्रव्यं गुरुद्रव्यं, दहेदासप्तमं कुलं। अंगालमिव तत्स्पृष्टं, युज्यते नहि धीमतां १ ।” देवादिद्रव्यमविधिना व्यापारितं सत् आसप्तमं कुलं अभिव्याप्य

दहेत् । निर्धनत्वादिना निःसारंकरोति । "सत्तष्ठगुरुपरंपरा कुशीलेति। सत्तष्ठपयाइं अणुगच्छइति । इत्यादिवत् । उपलक्षणतो यावत् तत्प्रतीकारोदासीन्यं तावत् दोषशुद्धिर्न । निःशूकत्वादित्यर्थः । अतोऽगालवत् कुटुंबादिधियापि तयोः संसर्गो विवेकिना परिहार्य एवेत्यर्थः । एतेन येन देवद्रव्यादि विनाशितं तस्यैव दोषसंभवो नान्यस्येत्यपि वदंतो निरस्ता । इति प्रायश्चित्त द्वारं समाप्तं ॥ ५९ ॥

टीका भाषांतर—સાધારણ દ્રવ્ય અને જિનદ્રવ્ય જેટલું પોતાના કાર્યમાં વાપર્યું હોય, તે કયું દ્રવ્ય ? અશન તે નૈવેદ્ય, વસ્ત્ર તે પહેરામણી વિગેરેનું આવેલું અને કનકાદિ તે સુવર્ણ, રૂપું, મોતી વિગેરે તે સાધારણ દ્રવ્યમાંથી કે દેવદ્રવ્યમાંથી જેટલું જ્યાંથી વાપર્યું હોય ત્યાં અથવા બીજા કોઈ ચૈત્યાદિકમાં તેટલું આપ્યા ઉપરાંત તેને જઘન્યાદિ ક્રમથી ચતુર્લઘુ, ચતુર્ગુરૂ, ષટ્લઘુ પ્રાયશ્ચિત્ત પ્રાપ્ત થાય છે. એટલે અન્ન આશ્રી ચતુર્લઘુ, વસ્ત્ર આશ્રી ચતુર્ગુરૂ અને કનકાદિ આશ્રી ષટ્ લઘુ પ્રાયશ્ચિત્ત સમજવું. આ શ્રાદ્ધ જીત કલ્પને અનુસારે પ્રમાદવડે થયેલા કાર્ય આશ્રી પ્રાયશ્ચિત્ત બતાવ્યું છે, પણ જો બુદ્ધિ પૂર્વક કરેલ હોય તો તેથી બમણું અને ગર્વથી કરેલ હોય તો ત્રગણું જાણવું. તથા દ્રવ્ય પણ જઘન્યથી તેટલું યોગ્ય સ્થાને વાપરવું અને ઉત્કર્ષથી તેનો વર્ગ કરીને (તદ્ગુણા કરીને) વિશેષ ઉમેરી વાપરવું. જો કદિ વ્યાપાર વિગેરેમાં દેવાદિદ્રવ્ય પોતાના દ્રવ્ય સાથે સંયુક્ત થઈ ગયું હોય તો તેની વિવેક પ્રાયશ્ચિત્ત વડે શુદ્ધિ કરીને સિદ્ધપુરના શ્રાવકની પેઠે ચૈત્ય વિગેરેમાં તેથી અધિક મુકવું. અને અન્નાદિ જો ભોગવવામાં આવેલ હોય તો પોતાના ધનથી તેટલું ઉપાર્જન કરી પૂર્વોક્તવિધિ પ્રમાણે તેમાં વાપરી દેવું અને તપ આચરવું. કદિ જો કોઈ તે ધન ભોગવવામાં આવ્યા પછી નિર્ધનપણાને લીધે તે આપી શકે નહીં તો તેણે પોતે ભોગવેલા ધનને અનુસારે થોડા વખત સુધી અનુક્રમે ચૈત્યાદિકની ચાકરી ( વગર પગારે ) કરવી અને ગીતાર્થ ગુરૂએ આપેલું યથાર્થ તપ આચરવું. તે વિષે લખે છે કે, "જો ગુરૂ દ્રવ્ય અને દેવદ્રવ્યનો ચોરનાર શુભ ધ્યાન અને પાત્રદાનમાં પરાયણ થયો સતો શ્રી જિનેશ્વર ભગવંતની પૂજા કરે તો તે પોતાના પાપને વ્યર્થ કરી નાખે છે." નિકાચિત કર્મ બાંધ્યું હોય

તો તે પણ શુભ ધ્યાનના સામર્થ્યથી શિથિલ થઇ જાય છે એમ કહેલું છે.

જિનાજ્ઞા ભંગ વા અતિક્રમ કે વ્યતિક્રમ કરવાથી જે પાપ લાગે તેના પ્રાયશ્ચિત્તની વિધિનો વિસ્તાર વ્યવહાર ભાષ્ય વિગેરેથી જાણવો. સાધુએ પણ જો તેવા દેવગુરૂ દ્રવ્યના ખાનારા ગૃહસ્થે આપેલા પદાર્થ કે આહારદ્વારા દોષાનુભવ કર્યો હોય તો તેણે જીતકલ્પને અનુસારે પ્રાયશ્ચિત્ત વિધિમાં યત્ન કરવો. નહીં તો પૂર્વોક્ત વિધિવડે કુલ પરંપરા દોષની મલીનતા પ્રવર્ત્તે, જેને માટે શત્રુંજય માહાત્મ્યમાં કહ્યું છે કે, "દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્ય ખાવામાં આવે તો તે સાત પેઢી સુધી દહન કરે છે, તેથી બુદ્ધિમાન્ પુરૂષે ઇંગારાની જેમ તેનો સ્પર્શ કરવો યોગ્ય નથી." આનો ભાવાર્થ એવો છે કે, જો દેવાદિદ્રવ્ય અવિધિથી વાપર્યું હોય તો સાત પેઢી સુધી કુલને દહન કરે એટલે નિર્ધનપણા વિગેરેથી નિઃસાર કરે. "સાત આઠ ગુરૂ પરંપરા સુધી કુશીલપણું પહોચે, સાત આઠ પદ (પાટ) સુધી પાછળ રહે" ઇત્યાદિ શાસ્રોક્ત વચનોની જેમ. ઉપલક્ષણથી એમ સમજવું કે, જ્યાં સુધી તેનો પ્રાયશ્ચિતરૂપ ઉપાય કરવામાં ઉદાસીપણું રાખવામાં આવે ત્યાં સુધી દોષ શુદ્ધિ થતી નથી. કારણ કે, ત્યાં સુધી તેમાં નિઃશુકપણું રહે છે. એથી અંગારાની જેમ કુટુંબાદિની બુદ્ધિથી એટલે આ આપણો કુટુંબી છે એવી બુદ્ધિથી પણ દેવદ્રવ્ય અને ગુરૂ દ્રવ્યના ખાનારનો સંસર્ગ વિવેકી પુરૂષે છોડી દેવો. આથી જેઓ એમ બોલે છે કે, 'જેણે દેવદ્રવ્યાદિ વિનાશ કર્યું હોય તેનેજ દોષનો સંભવ છે બીજાને નહીં' એવું બોલનારાને પણ નિરસ્ત કર્યા છે. ૫૯.

॥ इति पंचम द्वारं समाप्तम् ॥

टीकामूल—अथोक्तविधिनार्जितं दुःकर्म प्रायश्चित्तविधिना भवांतरेऽपि क्षीयते इति तत्सामर्थ्यदर्शनेन भव्यानामुत्साहवृद्धयर्थं संकाशादिदृष्टांतानाह । तत्रेदं देवद्रव्यविनाशोद्भूतदुःकर्मक्षयार्थं सिद्धपुरीयश्राद्धनिदर्शनमुक्तपूर्वं बोध्यं । भवांतरे च तत्कर्मक्षयार्थं संकाशदृष्टांतो यथा ॥

ઉપર કહેલા વિધિવડે ઉપાર્જન કરેલું દુઃકર્મ ભવાંતરમાં પણ વિધિ યુક્ત પ્રાયશ્ચિત્ત કરવાથી ક્ષય થાય છે, એવું પ્રાશ્ચિત્તનું સામર્થ્ય બતાવવાવડે ભવ્ય જીવનો ઉત્સાહ વધારવાને માટે સંકાશાદિના દૃષ્ટાંતો કહે છે. તેમાં દેવદ્રવ્યના વિનાશથી ઉત્પન્ન થયેલા દુષ્કર્મનો ક્ષય કરવાના સંબંધમાં સિદ્ધપુરના શ્રાવકનું દૃષ્ટાંત પૂર્વે જણાવ્યા પ્રમાણે જાણી લેવું. હવે ભવાંતરે પણ પ્રાયશ્ચિત્તથી તે કર્મનો ક્ષય થાય છે તે બતાવવાને માટે સંકાશનું દૃષ્ટાંત કહેછે—

मूल—पमायमित्त दोसेण, जिणरिद्धा जहा दुहं ।
पत्तं संगाससड्ढेण, तहा अन्नोवि पाविही ॥ ६० ॥
संकास गंधिलावइ, सक्कावयारंमि चेइए कहवि ।
चेइयदव्वुवयोगी, पमायउ मरण संसारे ॥ ६१ ॥

भावार्थः—પ્રમાદ માત્ર દોષથી આલોયણા નહીં લેનારા એવા સંકાશ નામના શ્રાવકે જેમ દુઃખ પ્રાપ્ત કર્યું, તેમ બીજો પણ દુઃખને પામે. તે સંકાશ શ્રાવક ગંધિલાવતી નગરીમાં

રહેતો હતો. તે શક્રાવતાર નામના ચૈત્યની સંભાળ રાખતો હતો. તેણે ચૈત્ય દ્રવ્યનો ઉપયોગ (પોતાના કાર્યમાં વ્યય) કર્યો તેથી પ્રમાદવડે મરણ પામી તે સંસારમાં ભમ્યો.

पमायेति । संकासेति । व्याख्या । संकाशो नाम श्रावकः स्वभावादेव भववैराग्यवान् । यथोदितश्राद्धाचारनिरवद्यव्यवहारो गंधिलावत्यां पुरि वसन् शक्रावतारे चैत्ये प्रशस्तचेताश्चिंतां चकार । अन्यदा कथमपि गृहव्यापारव्याक्षेपादिना चैत्यद्रव्योपजीवको जातः । ततोऽसौ यावज्जीवमनालोचिताप्रतिक्रांतकर्मा मरणं प्राप्य संसारे पूर्वोक्तदुःखपरंपरा भाग् संख्येयान् दुर्भवान् भ्रांतः ॥ ६०-६१ ॥

टीका भाषांतर—સંકાશ નામનો શ્રાવક સ્વભાવથીજ સંસાર ઉપર વૈરાગ્યવાન્ હતો અને શ્રાવકના યથાર્થ આચાર પ્રમાણે ચાલનારો તેમજ નિર્દોષ વ્યવહારવાળો હતો. તે ગંધિલાવતી નગરીમાં રહેતો હતો, અને ત્યાં આવેલા શક્રાવતાર નામના ચૈત્યની સારી ધ્યાનતથી તપાસ રાખતો હતો. અન્યદા કોઇ રીતે ઘર વ્યાપારમાં નુકશાની થતાં તેના વ્યાક્ષેપ વિગેરેથી તેણે ચૈત્ય દ્રવ્યવડે આજીવિકા કરવા માંડી, પછી યાવજ્જીવિત તે દુષ્કર્મની આલોચના પ્રતિક્રમણ કર્યા વિના મૃત્યુ પામીને સંસારમાં પૂર્વે કહેલા દુઃખની પરંપરાનો ભાજન થયો સતો સંખ્યાતા દુષ્ટ ભવોમાં ભમ્યો. ૬૦-૬૧.

मूल—तगराए इब्भ सुओ, जाओ तं कम्म सेसयाओ अ ।
दारिद्दमसंपत्ती, पुणो पुणो चित्तनिव्वेओ ॥ ६२ ॥

केवलिजोगे पुच्छा, कहणे बोही तहेव संवेज्ज।
किं इन्हमुचिअ मिह्नि, चेइय दव्वस्स वुड्ढित्ति ॥ ६३ ॥

ભાવાર્થઃ—અનુક્રમે તે સંકાશ શ્રાવકનો જીવ કોઈ નગરમાં ઇભ્યપુત્ર થયો. ત્યાં પણ પુર્વે બાંધેલું કર્મ શેષ રહેલું હોવાથી દારિદ્ર, અસંપત્તિ ( નિર્ધનતા ) અને વારંવાર ચિત્તને ખેદનાં કારણ પ્રાપ્ત થયા. અન્યદા કેવલી ભગવંતનો યોગ મળ્યે તેણે તેનું કારણ પુછયું. કેવલી એ પુર્વભવનું વૃત્તાંત કહી બતાવ્યું, તેથી તે સમકિત તેમજ સંવેગ પામ્યો. પછી પુછયું કે હવે મારે ઉચિત શું છે ? કેવળીએ કહ્યું કે–ચૈત્ય દ્રવ્યની વૃદ્ધિ કર. ૬૨. ૬૩.

टीकामूल—ततः तगराएत्ति । केवलियोगेति । व्याख्या । पूर्वं तद्धनविनाशे तत्कालोपार्जितलाभांतरायाद्युदयात् तवात्रापि धनादिरोधः । सांप्रतं । तद्वृद्धौ तवापि तथैव । यादृशंचोप्यते बीजं तादृशं लभते फलमित्यर्थः ॥ ६२–६३ ॥

આ બે ગાથાના અર્થમાં એટલુંજ વિશેષ જાણવાનું છે કે–કેવળીએ કહ્યું કે હે વત્સ !

टीका भाषांतरः—પૂર્વે દેવદ્રવ્યનો વિનાશ કરવાથી તત્કાલ ઉપાર્જન કરેલા લાભાંતરાય વિગેરેના ઉદયથી તારે અહિં પણ ધનાદિનો રોધ થયો હતો અને હમણા દેવદ્રવ્યની વૃદ્ધિ કરવાથી તારા દ્રવ્યની પણ

ऽण्यण ॥ वृद्धि थाय छे. अर्थात् "जेवुं बीज रोपाय, तेवुं फल प्राप्त थाय छे." ६२-६३.

६५॥ हवे तेनो विधि कहे छे.

मूल—गासच्छायणमित्तं, मुत्तं जं किंचिमद्य तं सव्वं।
चेइयदव्वं नेयं, अभिग्गहो जावजीवाए ॥ ६४ ॥

ભાવાર્થઃ—( તે સંકાશે એવો અભિગ્રહ કર્યો કે– ) માત્ર ગ્રાસ ને આચ્છાદનને મુકીને અર્થાત્ મારે પોતા માટે અન્ન વસ્ત્ર જોઇએ તે ઉપરાંત જે કાંઈ ઉપાર્જન કરૂં તે સર્વ દેવ સંબંધી જ છે અર્થાત્ દેવદ્રવ્ય જ છે. એવો યાવજ્જીવિતને માટે અભિગ્રહ કર્યો.

टीका—अथ तद्विधिमाह । गासछायणेति । व्याख्या । स्वगृहनिर्वाहातिरिक्तत्वे सति उचितव्यापारोपार्जितं शेषधनं देवसत्कमेवेति । यावज्जीवाभिग्रहात्मकं प्रायश्चित्तं प्रतिपन्नं ॥ ६४ ॥

टीका भाषांतरः—પછી તે સંકાશ શ્રાવકે—"પોતાના ઘરનો નિર્વાહ ચાલે તેટલા ધનથી અધિક ઉચિત વ્યાપારથી ઉપાર્જન કરેલું સર્વ ધન દેવસંબંધી જ છે એવો યાવજ્જીવિત મારે અભિગ્રહ છે." એ પ્રમાણે પોતાને પૂર્વભવે લાગેલા દોષનું પ્રાયશ્ચિત્ત અંગીકાર કર્યું. ૬૪.

હવે તેનું ફલ કહે છે.

मूल—सुहभाव पवित्तीए, संपत्ती निग्गहंमि निच्चलया ।
चेइहरकारावण, तत्थ सया भोग परिसुद्धी ॥ ६५ ॥

ભાવાર્થઃ—ઉપર પ્રમાણે તે સંકાશે મહાઅભિગ્રહરૂપ પ્રાયશ્ચિત્ત લીધું તેથી તેને શુભભાવની પ્રવૃત્તિ થઇ, તેથી સંપત્તિ પ્રાપ્ત થઇ. તથાપિ અભિગ્રહમાં નિશ્ચલતા રાખી. પછી તે નગરીમાં ચૈત્ય કરાવ્યું અને તેમાં નિરંતર આશાતના વિગેરે ન થાય તેવી સંભાળ રાખી. ૬૫.

टीकामूल—अथ तत्फलमाह । सुहभावेति । व्याख्या । तस्यैव महात्मनो गृहीतमहाभिग्रहस्य शुभभावप्रवृत्तितोऽतीवचैत्यद्रव्यविवृत्सावशादुल्लसद्विशिष्टाशयोदयाच्च लाभांतरायक्षयोपशमस्तस्माच्च संप्रति प्रभूततरविभूतिसंप्राप्ति स्तस्यां सत्यामपि अभिग्रहे निश्चलता निजमनोदृढता अतस्तस्य नाधिकतद्द्रव्यविषये स्वप्नांतरेऽप्यादातुकामितेत्यर्थः । ततः क्रमेण तस्यामेव नगर्यां तेन चैत्यं विहितं । तत्र सदा भोगपरिशुद्धिः । चैत्याविधापने सदाभोगः शास्त्रपरतंत्रो विमर्शस्तत्पूर्वं भूम्यादेः समंतात् शोधनं । यद्वा तत्र चैत्य विधापने निषदनादौ क्रियमाणोऽपि सदा नित्यं भोगः आशातनापरिहार इत्यर्थः । अत्र चैत्यविधापन विधिः आशातनाच पंचाशकषोडशकादिभ्यो बोध्या ॥ ६५ ॥

टीका भाषांतरः—ઉપર પ્રમાણે જાવજીવ સુધી જેણે અભિગ્રહ ધારણ કર્યો છે એવા તે મહાત્મા સંકાશને શુભભાવની પ્રવૃત્તિથી અને ચૈત્ય દ્રવ્યની અતિશય વૃદ્ધિ કરવાની ઇચ્છાને લઇ ઉલ્લાસ પામતા વિશિષ્ટ એવા શુદ્ધ આશયના ઉદયથી લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ થયો અને તેથી તેને

ઘણી સંપત્તિ પ્રાપ્ત થઇ. તે છતાં પણ અભિગ્રહને વિષે પોતાના મનની દૃઢતા વિશેષ થઇ. એથી તેને સ્વપ્નામાં પણ તેમાથી કાંઇ પણ દ્રવ્ય લેવાની ઇચ્છા થઇજ નહીં. પછી અનુક્રમે તે નગરીમાં તેણે ચૈત્ય કરાવ્યું. તે ચૈત્યમાં તેણે સદા ભોગપરિશુદ્ધિ રાખી. એટલે ચૈત્ય બનાવવામાં શાસ્ત્ર પ્રમાણે વિચાર કરવો અને તે વિચાર પૂર્વક પરિશુદ્ધિ એટલે ભૂમિવિગેરેનું શોધાવવું અથવા તે ચૈત્ય કરાવતાં બહુ વખત ત્યાં બેસી રહેવું પડતું છતાં પણ તે આશાતનાનો ત્યાગ કરતો અર્થાત્ આશાતના લાગવા ન દેતો. અહિં ચૈત્ય કરાવવાનો વિધિ અને આશાતનાનું વિવરણ તે પંચાશક તથા ષોડશકાદિ ગ્રંથોથી જાણી લેવું. ૬૫.

હવે સર્વનો ઉપસંહાર ( સમાપ્તિ ) કરે છે.

मूल—इय सो महाणुभावो, सव्वत्थवि अविहिभाव चाएणं ।
चरिउं विसुद्धधम्मं, अक्खलिआराहओ जाओ ॥ ६६ ॥

ભાવાર્થઃ—એ પ્રકારે તે મહાનુભાવ ( સંકાશનો જીવ ) સર્વ ધર્મ કૃત્યને વિષે અવિધિ ભાવનો ત્યાગ કરવાવડે શ્રુત ચારિત્રરૂપ વિશુદ્ધ ધર્મને આરાધી અસ્ખલિત આરાધક એટલે નિર્વાણ સાધક થયો. ૬૬.

टीकामूल—अथोपसंहारमाह । इयसोमेति । व्याख्या । इत्येवं उक्तनीत्या स संकाशजीवो महानुभावः । वर्द्धमानसदध्यवसायविशेषात् समुद्घाटितपुण्यप्रभावः । उद्वर्त्तनादिना पुण्यप्रकृतेरुपचयः । अपवर्त्तनादिना पापप्रकृतेरपचयश्चेति भावः । सर्वधर्मकृत्येषुऽविधिभावत्यागेनानुचित प्रवृत्तिरोधेन विसुद्धधम्मं श्रुतचारित्रलक्षणंमाराध्य अस्खलिताराधकः निर्वाणसाधको जातस्तद्धितानुष्ठानकारीत्यर्थः ॥ ६६ ॥

ટીકાભાષાંતર—એવી રીતે પુર્વે કહેલી નીતિવડે તે સંકાશનો જીવ મહાનુભાવ એટલે વૃદ્ધિ પામતા શુભ અધ્યવસાયથી જેનો પુણ્યપ્રભાવ પ્રગટ થયો છે એવો, એટલે ઉદ્વર્ત્તના વિગેરેથી જેને પુણ્ય પ્રકૃતિની વૃદ્ધિ થઈ છે અને અપવર્ત્તના વિગેરેથી જેને પાપ પ્રકૃતિનો ક્ષય થયો છે એવો, સર્વ ધર્મ કૃત્યને વિષે અવિધિ ભાવનો ત્યાગ કરવાવડે અનુચિત પ્રવૃત્તિનો રોધ કરીને શ્રુત ચારિત્રરૂપ શુદ્ધ ધર્મને આરાધી અસ્ખલિત આરાધક એટલે નિર્વાણ પદનો સાધક થયો. અર્થાત્ ખરેખરો હિતકારી અનુષ્ઠાનનો કરનાર થયો. ૬૬.

मूल—संकासोवि विनित्तूणं, कम्मगंठिं सुनिव्वुओ।
जाहिही सो अ निव्वाणं, महासत्तो न संसओ ॥ ६७ ॥

ભાવાર્થઃ—મહાસત્ત્વધારી એવો તે સંકાશ ભલે પ્રકારે નિવૃત્ત થઈ એટલે કર્મગ્રંથીને છેદી નિર્વાણને પામશે, તેમાં કાંઈપણ સંશય નથી. ૬૭.

टीकामूल—संकासोवीति । व्याख्या । ततः संकाशोऽपि कालक्रमेण समूलमोहमुच्छिद्य । महासत्वः संतोषसुधासिक्तमनोवृत्तिः । सुनिर्वृतः संयमरतत्वेन मुक्तिसुखास्वादकत्वात् जीवन्मुक्त इत्यर्थः । यदाहुः " निर्जितमदमदनानां वाक्कायमनोविकाररहितानां विनिवृत्तपराशानामिहैवमोक्षः सुविहितानामिति । १ । निर्वाणं गमिष्यति । एवं ज्ञानसाधारणविनाशेऽप्युक्तविधिना दुःकर्मक्षयदर्शनार्थं कर्मसारपुण्यसारयो र्निदर्शनं । यथा " भोगपुरे चतुर्विंशतिकनककोटीस्वामी धनावहश्रेष्ठी । पत्नी धनवती । तयोर्यमलजातौ कर्मसारपुण्यसारौ सुतौ । अष्टमे वर्षे विशोपाध्यायस्य पार्श्वे पठनाय तस्थतुः । पुण्यसारः सुखेन सर्वविद्या अधीतवान् । कर्मसारस्य तु ब-

उपक्रमेणाप्यक्षर मात्रं नायाति । वाचनलिखनादौ तु किं वाच्यं । ततः पशुप्रायत्वात् तस्यपाठकेनापि पाठनं मुक्तं क्रमेण द्वावपि यौवनस्थौ पितृभ्यां समृद्धतया सुलभे महेभ्यकन्ये सोत्सवं परिणायितौ । मा मिथः कलहयेतामिति द्वावपि च द्वादश द्वादश कनककोटीर्दत्वा पृथक् कृतौ । पितरौ तौ प्रव्रज्य स्वर्गतौ । अथ कर्मसारः स्वजनादिभिर्वार्यमाणोऽपि कुबुद्ध्या तथा वाणिज्यं कुरुते यथा अर्थहानिरेव स्यात् । एवं स्वल्पैरेवादिनैर्जनकार्पित द्वादशकोटयो गमिताः पुण्यसारस्य तु द्वादशकोटयः खात्रं दत्वा तस्करैर्गृहीताः । तेनोभावपि दरिद्रौ जातौ । त्यक्तौ च स्वजनादिभिः भार्ये अपि पितृगृहं गते । ततो निर्बुद्धी निर्भाग्याविति लोकैर्दत्तापमानौ लज्जमानौ गत्वा देशांतरं । स्थितौ च पृथक् पृथक् महेभ्यगृहे । तत्राप्यन्योपायाभावाद् भृत्यवृत्त्या यस्य गृहे कर्मसारः स्थितः सोऽपि कृपणत्वात् तस्मै प्रोक्तं वेतनमपि न दत्ते । मुहुर्मुहुस्तं वंचयते । इतो बहुभिर्दिनैराद्येन किमपि नार्जितं द्वितीयेन कियदार्जितं परं तत्प्रयत्नगोपितमपि धूर्त्तेनापहृतं । एवमन्यान्यस्थानेषु भृत्यवृत्त्या धातुर्वाद खनिवाद सिद्धरसायन रोहणाद्रि गमन मंत्रसाधन रुदत्याद्योपधीग्रहणादिना चैकादशवारान् महोपक्रमकरणेऽपि कुबुद्ध्या न्यायवैपरीत्यविधानादाद्येन क्वापि धनं नार्जितं । किंतु तत्रदुःखान्येव सोढानि। अपरेण पुनरर्जितमपि प्रमादादि नैकादशवारान् गमितं । ततोऽत्युद्विग्नौ तौ पोत मारुह्य रत्नद्वीपं गत्वा सप्रत्यय रत्नद्वीपदेव्यग्रे मृत्युमप्यंगीकृत्य निविष्टौ । ततोऽष्टमे उपवासे नास्ति युवयोर्भाग्यमित्युक्त्वा देव्या तिरोदधे । ततः कर्मसार उत्थितः । पुण्यसारस्य त्वेकविंशत्योपवासैः तया चिंतारत्नं दत्तं । कर्मसारः पश्चात्तापं कुर्वन् पुण्यसारेणोक्तो हे बंधो मा विषीद एतच्चिंतारत्नेन तवापि चिंतितं सेत्स्यति । ततो द्वावपि प्रीतौ क्रमात्पोतमारूढौ । रात्रौ च राकाशशांकोदये वृद्धेनोक्तं । भ्रातः स्फुटीकुरु चिंतारत्नं विलोक्यते । तस्य चंद्रस्य चाधिकं तेज इति । ततो लघुनापि पोततटस्थेन दुर्दैवप्रेरितेन रत्नं हस्ते नीत्वा क्षणं रत्ने क्षणं चंद्रे च दृष्टिं निबधता मनोरथेन सह मध्येसिंधु तत्पातितं । ततो द्वावपि समदुःखौ स्वपुरं प्राप्य ज्ञानिगुरुं स्वप्राग्भवमप्राष्टां । ज्ञानी प्राह । "चंद्रपुरे जिनदत्तजिनदासश्रेष्ठिनौ परमार्हतावभूतां । अन्यदा तत्रत्यश्रावकैः संभूय ज्ञानद्रव्यं साधारण द्रव्यं च तयोः उत्तमत्वादर्पितं रक्षायै । अ-

न्येद्युराद्येन स्वपुस्तिकायामतिविलोक्यमानलेख्यकेन मासदेयतया द्रामान् निर्णीय पार्श्वे त्वपरद्रव्याभावादिदमपि ज्ञानस्थानमेवेति विचिंत्य च ज्ञानद्रव्याद् द्वादशद्रामा लेखकस्यार्पिताः । द्वितीयेन तु साधारणद्रव्यं सप्तक्षेत्रीयोग्यत्वेन श्राद्धानामपियोग्यमिति विमृश्य साधारणद्रव्याद् द्वादशद्रामाः स्वगृहगाढप्रयोजने अन्यद्रव्याभावाद्व्ययिताः । ततो मृत्वा दुःकर्मणा प्रथमनरकं गतौ । ततो देवद्रव्यभक्षकसागरश्रेष्ठिवत् सर्वत्र नरक एकेंद्रियद्वित्रिचतुःपंचेंद्रियतिर्यक्षु च द्वादशसहस्रवारान् भूयस्तर दुःखमनुभूय क्षीण दुःकर्माणौ युवां जातौ । पूर्वकर्मणा अस्मिन् भवेऽपि द्वादशकोटिर्गमिता । एवं तद्वचः श्रुत्वा द्वाभ्यांश्राद्धधर्मे प्रपद्य 'प्रायश्चित्तपदे सहस्रगुणा द्वादशद्रामाः व्यापारादौ यावदुत्पत्स्यंते तावत् ते ज्ञानसाधारणपदे एवार्पणीयाः । ततः परमुत्पन्नं धनं स्वनिश्रितं कार्यं' इति नियमो जगृहे । ततो द्वावपि प्राक्कर्मक्षयाद्धनवृद्धिं प्राप्य तन्मध्यादुभयपदे सहस्रगुणं देयं समर्प्य च क्रमाद् द्वादशकोटिभाजावभूतां । ततो महेभ्यौ तौ सुश्रावकतया सम्यग् ज्ञानसाधारणद्रव्यरक्षा तदुत्सर्पणादिना श्राद्धधर्ममाराध्य प्रव्रज्य च सिद्धौ इति ॥

अथ देवगुरुद्रव्यविनाशे महाकालदृष्टांतो यथा । अतीतोत्सर्पिण्या स्तुर्यारके श्री संप्रत्यर्हद्वारके श्रीपुरे नगरे शांतनो नृपती राज्यं चकार । तस्य राज्ञी सुशीला । तयान्यदा चत्वारः पुत्राः क्रमेण नीलमहानीलकालमहाकालनामानोऽजनिषत । ततः क्रमेण नीलजन्मनि गजसैन्यं रोगोपद्रवेण मृतं । महानील जन्मनि हयसैन्यं मृतं । कालजन्मनि अग्न्याद्युपद्रवेण सर्वा ऋद्धिर्विनष्टा । महाकाल जन्मनि कालांतरे शत्रुभिः संभूय राज्यं गृहीतं । ततो राज्यभ्रष्टः सस्त्रीपुत्रः शांतनः क्रमेणाटन् सुराष्ट्रायां शत्रुंजयीनद्यासन्नपर्वते स्थितिं कृत्वा बहुकालं निरगमत् । तदानीं पुत्रा अप्याखेटकादिव्यसनोद्यता दुष्टकुष्ठाद्यामयार्दिता जाताः । ततो नृपतिर्दुःखातुरो झंपापातेन मरणार्थं पर्वतमारुरोह । तत्र संप्रत्यर्हच्चैत्यं दृष्ट्वा गंतुकशंबलार्थं जिनानागमोक्तविधिनाऽपूपुजत् । अत्रावसरे तत्रागतेन तस्य पूजाविधिकौशल्यं दृष्ट्वा विस्मितेन धरणेंद्रेण बहिर्निर्गतः सन् पृष्टो नृपः स्वाभिप्रायं कथयति स्म । ततो धरणेंद्रो बालमृत्युं निवार्य तत्पुत्रपूर्वभववृत्तांतं राज्ञेऽचीकथत् । शृणु भो नरेंद्र पूर्वभवे प्रथमपुत्रेण चौ-

रजातीयेन तीर्थयात्रार्थं गच्छन् संघो लुंटितः साधुश्च हतः । द्वितीयपुत्रेण क्षत्रीयजातीयेन स्वस्त्रीहत्या कृता । तृतीयेन वणिक्पुत्रेण तत्त्वनिंदा कृता । चतुर्थेन च द्विजपुत्रेण देवद्रव्यं गुरुद्रव्यं च चोरितं । ततो दुर्गतौ बहून् भवान् भ्रांत्वा अकामनिर्जरया किंचित् क्षिप्तकर्माणः क्रमेण चत्वारोऽपि जीवास्त्वत्पुत्रा जाताः । अवशिष्टकर्मोदयादिदं पापफलं लब्धवंतस्तत्प्रसंगतस्त्वयापि प्राप्तं च । अतः सपुत्रस्त्वं एतत्तीर्थसेवां कुरु । एतज्जलेन स्नात्वा चैत्यानि प्रत्यहं पूजय । पिंडस्थादिध्यानपरायणो भव । सुसाधून् यथाशक्ति भक्त्या प्रतिलाभय । एवमादिप्रकारेण तत्त्वत्रयाराधनेन दुःकर्म क्षयं कृत्वा षण्मासांते पुनः राज्यं प्राप्स्यसि । तदा साधर्मिकत्वात्साहाय्यं दास्यामीत्युक्त्वा स्वस्थानं धरणेंद्रो जगाम । नृपेणापि तथैव राज्यं लब्ध्वा क्रमेण संकाशवन्निर्वाणं लेभे । ऽत्र विस्तरः शत्रुंजयमाहात्म्यतो बोध्यः । अन्येऽपि दृष्टांता यथागमं भाव्या । इति श्रेयः ॥ ६७ ॥

टीकाभाषांतर—ते पछी ते संकाश पण कालक्रमे मूळमांथी मोहने ऊच्छेदी, महा सत्ववान् एटले संतोषरूप अमृतथी जेनी मनोवृत्ति सिंचन थयेली छे तेवो, तथा सुनिर्वृत्ति एटले संयममां तत्पर होइ मुक्ति सुखनो स्वाद चाखवाथी जीवन्मुक्त एवो, ते विषे कह्युं छे के, “ मद अने मदन (काम)ने जितनारा, मन वचन ने कायाना विकारोथी रहित थयेला अने पारकी आशाने छोडनारा एवा सुविहित पुरुषोने आ लोकमांज मोक्ष छे.” तेथी तेवो थयेलो संकाश निर्वाणने प्राप्त थशे. इति संकाश श्रावक कथा.

एवी रीते ज्ञान द्रव्य अने साधारण द्रव्यनो विनाश करनाराने पण ऊपर कहेला विधिवडे दुःकृतनो क्षय थाय छे ते बतावावाने कर्मसार अने पुण्यसारनुं दृष्टांत कहे छे.

## कर्मसार अने पुण्यसारनी कथा.

भोगपुर नामना नगरमां चोवीश कोटी सुवर्णनो स्वामी धनावह नामे श्रेष्ठी हतो. तेने धनवती

નામે પત્ની હતી. તેઓને કર્મસાર અને પુણ્યસાર નામે *યુગલ પુત્ર થયા. તે જ્યારે આઠ વર્ષના થયા ત્યારે તેમને કોઈ વિદ્વાન ઉપાધ્યાયની પાસે અભ્યાસ કરવા મુકયા. પુણ્યસારે સુખે સુખે સર્વ વિદ્યાનું અધ્યયન કર્યું, અને કર્મસારે ઘણા પ્રયાસ કર્યા તથાપિ તેને એક અક્ષર પણ આવડ્યો નહીં, તો વાંચવા લખવાની તો વાત જ શી કરવી. તે પશુ જેવો હોવાથી અધ્યાપકે પણ તેને ભણાવવો છોડી દીધો. અનુક્રમે તે બંને યૌવન વયને પ્રાપ્ત થયા એટલે માતા પિતાએ સમૃદ્ધિથી સુલભ એવી મોટા ધનાઢ્યની બે કન્યાઓ મહોત્સવ સાથે તેને પરણાવી. પછી તેઓ પરસ્પર કલહ કરે નહીં એટલા માટે તેમને બાર બાર કોટી દ્રવ્ય વેહેંચી આપીને જુદા કર્યા. પછી માતાપિતા દીક્ષા લઇને સ્વર્ગે ગયાં.

હવે કર્મસાર સ્વજનવર્ગના વાર્યા છતાં પણ કુબુદ્ધિથી એવો વ્યાપાર કરવા લાગ્યો કે, જેથી તેના દ્રવ્યની હાનિ થવા લાગી. થોડા દિવસમાંતો તેણે પિતાએ આપેલું બારકોટી દ્રવ્ય ગુમાવી દીધું, અને પુણ્યસારનું બારકોટી દ્રવ્ય ચોરો ખાતર પાડીને લઈ ગયા. એવી રીતે બંને ભાઇ દરિદ્રી થઈ ગયા. તેથી સ્વજનોએ તેમનો ત્યાગ કર્યો, અને તેમની સ્ત્રીઓ પણ પોતપોતાને પીયર ચાલી ગઇ. તેથી 'આ બંને બુદ્ધિ રહિત અને નિર્ભાગી છે' એમ કહીને લોકો તેમનું અપમાન કરવા લાગ્યા એટલે તેઓ લજ્જા પામીને દેશાંતર ચાલ્યા ગયા.

ત્યાં બંને જુદા જુદા ધનાઢ્યને ઘેર રહ્યા, અને બીજો ઉપાય ન સૂજવાથી સેવક વૃત્તિથી વર્તવા લાગ્યા. જે ધનાઢ્યને ઘેર કર્મસાર રહ્યો હતો, તે શેઠ ઘણો કૃપણ હોવાથી તેનો ઠરાવેલો પગાર પણ આપતો નહીં અને વારંવાર તેને છેતરતો હતો. એથી ઘણા દિવસ થયા પણ કર્મસારે કાંઈ દ્રવ્ય મેળવ્યું નહીં. બીજા ગૃહસ્થને ઘેર રહેલા પુણ્યસારે કાંઈ દ્રવ્ય મેળવ્યું પણ પ્રયત્નથી તેને ગોપવી રાખ્યા છતાં કોઇ ધૂર્ત્તે તે લઇ લીધું. કર્મસારે એવી રીતે જુદા જુદા સ્થાનોમાં નોકરી કરી. સુવર્ણ બનાવવાને

* સાથે જન્મેલા.

ધાતુર્વાદ, દ્રવ્યની ખાણ શોધવાને ખનિવાદ, સિદ્ધ રસાયણ પ્રયોગ, રોહણગિરિએ ગમન, મંત્ર સાધન અને રૂદતી વિગેરે ઔષધીનું ગ્રહણ ઈત્યાદિ મોટા મોટા આરંભ અગ્યાર વાર કર્યા પણ કુબુદ્ધિથી અને ન્યાય વિપરીત ચાલવાથી તેણે કોઈ ઠેકાણેથી દ્રવ્ય ઉપાર્જન કર્યું નહીં, પણ ઉલટાં તે તે ઠેકાણે દુઃખો સહન કર્યા. પુણ્યસારે અગ્યાર વખત દ્રવ્ય ઉપાર્જન કર્યું પણ પ્રમાદ વિગેરેથી તે પાછું ગુમાવી દીધું. આથી તેઓ બંને ઉદ્વેગ પામી વાહાણમાં બેસીને રત્નદ્વીપે ગયા. ત્યાં પ્રત્યયવાળી[1] તે દ્વીપની અધિષ્ટાયિકા દેવીની આગળ મૃત્યુને પણ કબુલ કરીને[2] તે બંને બેઠા. આઠમે ઉપવાસે 'તમારા ભાગ્યમાં કાંઈ નથી' એમ જણાવી દેવી અંતર્ધાન થઈ ગઈ. તેથી કર્મસાર તો ઉઠી ગયો. પુણ્યસારે દઢતાથી બેસી એકવિંશ ઉપવાસ કર્યા. એટલે દેવીએ આવી ચિંતામણિ રત્ન આપ્યું. તે જોઈ કર્મસાર પશ્ચાત્તાપ કરવા લાગ્યો. એટલે પુણ્યસારે કહ્યું કે, બંધુ, ખેદ કર નહીં. આ ચિંતારત્નથી તારૂં ચિંતિત પણ સિદ્ધ થશે. પછી બંને ભાઇ પ્રસન્ન થઇને વાહાણમાં બેઠા. રાત્રે પૂર્ણિમાનો ચંદ્ર ઉદય થતાં વૃદ્ધ બંધુએ કહ્યું, ભ્રાતા, ચિંતારત્ન બહાર તો કાઢય, આપણે જોઇએ તો ખરા કે, તેનું તેજ અધિક છે કે, ચંદ્રનું? પછી લઘુ પુણ્યસાર જે વાહાણના તટ ઉપર બેઠો હતો તેણે દુર્દૈવથી પ્રેરાઈ રત્ન હાથમાં લીધું, અને ક્ષણવાર રત્ન ઉપર અને ક્ષણવાર ચંદ્ર ઉપર દૃષ્ટિ કરવા લાગ્યો. એમ કરતાં કરતાં તેના હાથમાંથી તે રત્ન તેના મનોરથ સાથે સમુદ્રમાં પડી ગયું જેથી બંને જણા સમાન રીતે દુઃખી થઇ ગયા. પછી પોતાના નગરમાં આવી કોઈ જ્ઞાની ગુરૂને પોતાનો પૂર્વભવ પુછ્યો. જ્ઞાની બોલ્યા–પુર્વભવે તમે ચંદ્રપુર નગરમાં જિનદત્ત અને જિનદાસ નામે બે પરમ આર્હત્ ( શ્રાવક ) શ્રેષ્ટી હતા. એક વખતે તે નગરના શ્રાવકોએ મળીને તે બંને શ્રેષ્ટીને ઉત્તમ ધારી જ્ઞાન દ્રવ્ય અને સાધારણ દ્રવ્ય રક્ષણ કરવાને સોંપ્યું. એક વખતે એવું બન્યું કે જિનદત્ત શ્રેષ્ટીએ પોતાના ચોપડામાં બરાબર તપાસીને નામું લખનારનો માસિક પગાર ચડેલો તેનો નિર્ણય કર્યો, પણ પોતાની

૧ પરતાવાળી અર્થાત્ ઇચ્છા પુરનારી ૨ કયાં તો દ્રવ્ય મળે, નહીંતો ભુખ્યા ભુખ્યા ભલે મરણ થાય.

પાસે બીજું દ્રવ્ય ન હોવાથી 'આ પણ જ્ઞાનનું સ્થાન છે' એવું વિચારી તે લેખકને પગારના ચડેલા બાર દ્રામ જ્ઞાન દ્રવ્યમાંથી આપ્યા. બીજો શ્રેષ્ઠી જિનદાસ જે સાધારણ દ્રવ્યની વ્યવસ્થા કરતો હતો તેણે એક વખતે 'સાધારણ દ્રવ્ય સાત ક્ષેત્રને યોગ્ય હોવાથી શ્રાવકોને પણ યોગ્ય છે' એમ વિચારી પોતાના ઘરના જરૂરી કામમાં બીજા દ્રવ્યના અભાવથી તે સાધારણ દ્રવ્યમાંથી બાર દ્રામ વાપર્યા. અનુક્રમે તે બંને શ્રેષ્ઠી મૃત્યુ પામી દુઃકર્મ વડે પ્રથમ નરકે ગયા. તે પછી દેવદ્રવ્યને ભક્ષણ કરનાર સાગર શ્રેષ્ઠીની જેમ સર્વ નરકમાં અને એકેંદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેંદ્રિય તિર્યંચમાં બાર હજાર વાર ઘણું દુઃખ ભોગવી દુષ્કર્મનો ક્ષય કરતાં કરતાં આ ભવમાં તમે બંને મનુષ્ય થયેલા છો. શેષ રહેલા પૂર્વ કર્મના યોગથી આ ભવમાં પણ તમે બાર બાર કોટી દ્રવ્ય ગુમાવ્યું છે." આવા જ્ઞાનીનાં વચન સાંભળી બંનેએ શ્રાવક ધર્મ સ્વીકાર્યો અને તેના પ્રાયશ્ચિતમાં એવો નિયમ લીધો કે, હવે જ્યાં સુધી વ્યાપાર વિગેરેમાં હજારગણા બાર દ્રામ જેટલું દ્રવ્ય ઉપાર્જન થાય ત્યાંસુધી તે સર્વ જ્ઞાનદ્રવ્ય અને સાધારણ દ્રવ્યમાં જ અર્પણ કરવું ત્યાર પછી જે ઉત્પન્ન થાય તેજ દ્રવ્ય પોતાનું કરવું.' આવા નિયમ વડે તેઓને પૂર્વ કર્મના થયેલા ક્ષયથી ધનની વૃદ્ધિ થવા લાગી એટલે તેમાંથી બંને સ્થાનમાં સહસ્રગણું દ્રવ્ય જે આપવાનું ધાર્યું હતું તે બંનેએ અર્પણ કર્યું. પછી અનુક્રમે તે બારબાર કોટી દ્રવ્યના સ્વામી થયા. અને મોટા ધનાઢ્ય થઇ ઉત્તમ શ્રાવકપણાથી જ્ઞાનદ્રવ્ય અને સાધારણ દ્રવ્યની રક્ષા અને તેની વૃદ્ધિ વિગેરેથી શ્રાવક ધર્મને આરાધી દીક્ષા લઇને તેઓ સિદ્ધિપદને પામ્યા થયા. હવે દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્યના વિનાશ ઉપર મહાકાળનું દૃષ્ટાંત કહે છે.

## મહાકાળની કથા.

ગઇ ઉત્સર્પિણીના ચોથા આરામાં સંપ્રતિ નામે તીર્થંકરના શાસનમાં શ્રીપુર નામના નગરમાં શાંતન નામે રાજા રાજ્ય કરતો હતો તેને સુશીલા નામે રાણી હતી, તે રાણીને અનુક્રમે નીલ, મહાનીલ,

કાળ અને મહાકાળ નામે ચાર પુત્રો થયા. તેમાં જ્યારે નીલનો જન્મ થયો ત્યારે હસ્તિઓનું સૈન્ય રોગના ઉપદ્રવથી મૃત્યુ પામી ગયું. મહાનીલના જન્મ વખતે અશ્વ સૈન્ય મૃત્યુ પામી ગયું. કાળના જન્મ વખતે અગ્નિ વિગેરેના ઉપદ્રવથી સર્વ સમૃદ્ધિ નષ્ટ થઇ ગઇ અને મહાકાળના જન્મ પછી કેટલેક સમયે શત્રુઓએ આવીને તેનું રાજ્ય કબજે કર્યું. પછી રાજ્યભ્રષ્ટ થયેલો શાંતન રાજા સ્ત્રી પુત્રસહિત અનુક્રમે ચાલતો સુરાષ્ટ્ર ( સોરઠ ) દેશમાં આવ્યો. ત્યાં શત્રુંજયીનદીની પાસેના પર્વત ઉપર સ્થિતિ કરી ઘણો કાળ નિર્ગમન કર્યો. તે વખતે તેના ચાર પુત્રો ત્યાંપણ શીકાર કરવા વિગેરેના વ્યસનમાં પડ્યા તેથી તેઓ કુષ્ટ વિગેરે દુષ્ટ વ્યાધિઓથી પીડિત થયા. આથી રાજા અત્યંત દુઃખાતુર થઇને ઝંપાપાત કરી મરવા માટે તે પર્વતના શિખર ઉપર ચડ્યો. ત્યાં સંપ્રતિ અર્હતનું ચૈત્ય જોઇ તેને પરભવમાં પાથેયરૂપ જાણી તેણે શાસ્ત્રોક્ત વિધિવડે તેમાં પ્રવેશ કરીને અર્હતની પૂજા કરી. એ સમયે ત્યાં ધરણેંદ્ર આવી ચડ્યા. તે તેની પૂજા વિધિમાં કુશળતા જોઇને વિસ્મય પામી ગયા. પછી પૂજા કરીને બહાર નીકળતા રાજાને તેણે તેની સ્થિતિ વિષે પુછ્યું એટલે તેણે પોતાનો વિચાર જણાવ્યો. એટલે ધરણેંદ્રે તેનું બાલમૃત્યુથી નિવારણ કરી તેના પુત્રોના પૂર્વભવનું વૃત્તાંત કહેવા માંડયું–" હે રાજા, સાંભળ, તારો પેહેલો પુત્ર જે નીલ છે, તે પૂર્વભવે ચોર હતો, તેણે તીર્થ યાત્રા કરવા જતા સંઘને લુંટ્યો હતો અને એક મુનિનો ઘાત કર્યો હતો, બીજો પુત્ર જે મહાનીલ છે તે પૂર્વભવે ક્ષત્રીય હતો, તેણે તે ભવમાં પોતાની સ્ત્રીની હત્યા કરી હતી. ત્રીજો જે કાલ છે તે વણિક હતો, તેણે તત્ત્વનિંદા કરી હતી અને ચોથો પુત્ર જે મહાકાલ છે તે બ્રાહ્મણ હતો, તેણે દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્ય ચોર્યું હતું. પછી દુર્ગતિમાં ઘણા ભવ સુધી ભ્રમણ કરી અકામનિર્જરાવડે કાંઇક પૂર્વ કર્મને ખપાવી અનુક્રમે તે ચારે જીવ તારા પુત્રો થયા છે. પૂર્વ કર્મનું અવશિષ્ટ ફળ ઉદયમાં આવવાથી તેઓએ આ ભવમાં પણ તે પાપનું ફલ મેલવ્યું છે અને તેના પ્રસંગને લીધે તને પણ તેવું ફલ મળ્યું છે, પણ હવે તું પુત્ર સહિત આ તીર્થની સેવા કર્ય, અને આ તીર્થનાજ જલવડે સ્નાન કરી પ્રતિદિન

આ ચૈત્યોની પૂજા કર્ય. પિંડસ્થ વિગેરે શુભધ્યાનમાં તત્પર થા, અને સારા સાધુઓને ભક્તિ સાથે યથા-શક્તિ પ્રતિલાભિત કર્ય. ઇત્યાદિ પ્રકારવડે ત્રણ તત્ત્વનું આરાધન કરતાં દુષ્કર્મનો ક્ષય કરીને છ માસની અંદર તું પુનઃ તારા રાજ્યને મેળવીશ. તે સમયે સાધર્મી બંધુ જાણીને હું તને સહાય આપીશ." આ પ્રમાણે કહી ધરણેંદ્ર પોતાને સ્થાનકે ગયા. પછી શાંતન રાજાએ પણ તેજ પ્રકારે ધર્મારાધન કરી, રાજ્ય મેળવી, અનુક્રમે સંકાશ શ્રાવકની પેઠે નિર્વાણપદને પણ પ્રાપ્ત કર્યું. આ વિષે જો વિસ્તારથી જાણવું હોય તો શત્રુંજય માહાત્મ્ય થકી જાણી લેવું. બીજા પણ દૃષ્ટાંતો અન્ય શાસ્ત્રને અનુસરીને જાણી લેવાં. એજ કલ્યાણ છે. ૬૭.

॥ अथ ग्रंथावसानेपि भव्यानुत्साहयति ॥

હવે ગ્રંથને છેડે ભવ્યજનોને ઉત્સાહિત કરે છે.

मूल–जइ इच्छह निव्वाणं, अहवा लोए सुविच्छरं कित्तिं ।
ता जिणवरनिद्दिट्ठे, विहिमग्गे आयरं कुणह ॥ ६८ ॥

ભાવાર્થઃ—હે ભવ્ય પ્રાણી! જો નિર્વાણ પામવાની ઇચ્છા હોય અથવા લોકમાં સદા ઉત્તમ કીર્ત્તિ પ્રસારવી હોય તો શ્રીજિનવર ભગવંતે બતાવેલા વિધિમાર્ગને વિષે પ્રવૃત્તિ કર. ૬૮.

ગાથા સુગમ હોવાથી ટીકા આપી નથી.

॥ अथ कविः स्वाभिनिवेशं निरासयन्नाह ॥

હવે કવિ પોતાનો આગ્રહ છોડી દેતા સતા કહે છે.

मूल—तहविह भविबोहत्थं, भणिअं जं च विवरियं इह गंथे ।
तं सोहंतु गीयत्था, अनभिनिवेसी अमच्छरिणो ॥ ६९ ॥

ભાવાર્થઃ—આ ગ્રંથમાં ભવ્ય પ્રાણીના બોધને અર્થે જે કહેવામાં આવ્યું છે તેમાં જે કાંઇ વિપરિત કહેવામાં આવ્યું હોય તેને દુરાગ્રહ વગરના અને ઇર્ષા રહિત એવા ગીતાર્થ પુરૂષોએ શોધવું ( શુદ્ધ કરવું. ) ૬૯.

टीका—अथ कविः स्वाभिनिवेशं निरासयन्नाह । तहविहभविबोहेत्ति । व्याख्या । सुगमा ।

टीका भाषांतर—ગાથા સુગમ હોવાથી ટીકા આપી નથી.

હવે ગ્રંથની સમાપ્તિ કરતા સતા છેવટે મંગલાચરણ દર્શાવે છે.

मूल—तवगणगयणदिवायर, विजयाईमाणसूरिरज्जंमि ।
भाणुविजयबुहसेवग, वायगलावन्नविजयेण ॥ ७० ॥
गंथंतरगाहाहिं, समत्थिया दव्वसित्तरी एसा ।
भविअजणबोहणत्थं, मंगलमालं कुणउ निच्चं ॥ ७१ ॥

ભાવાર્થઃ—તપાગચ્છરૂપી આકાશમાં સૂર્યસમાન એવા શ્રી માનવિજય સૂરિના શિષ્ય શ્રી ભાનુવિજય સૂરિ, તેના શિષ્ય શ્રી લાવણ્યવિજય મુનિએ બીજા ગ્રંથોની ગાથાઓ વડે બનાવેલી એવી આ દ્રવ્ય સપ્તતિકા (દ્રવ્યસિત્તરી) ભવિજનના બોધને અર્થે રચેલી છે તે હમેશાં મંગળીકની માળાને નિષ્પન્ન કરો. ૭૦–૭૧.

टीका—अथ ग्रंथ समाप्तिं निगमयन्नंते मंगलं दर्शयति। तवगणेति। व्याख्या सुगमा। गंथंतरेति ॥७०-७१॥

टीका भाषांतरः—આ બંને ગાથા સુગમ હોવાથી ટીકા આપી નથી.

॥ इति द्रव्यसित्तरी संपूर्णा ॥

---

॥ इति श्री द्रव्यसप्ततिकावृत्तिः समाप्ता ॥

---

॥ अथ टीकाकार प्रशस्तिः ॥

वेदवेदर्षिचंद्रेऽब्दे, ईषस्य सितपक्षतौ।
विवव्रे तत्रवृत्तिश्च लावण्याह्वयवाचकैः ॥ १ ॥

ટીકાઃ—સંવત્ ૧૭૪૪ ના વર્ષના આશ્વીન માસના શુકલ પક્ષમાં આ ગ્રંથના કર્ત્તા શ્રીલાવણ્ય વિજય ઉપાધ્યાયેજ આ દ્રવ્ય સપ્તતિકા ઉપર સ્વોપજ્ઞ ટીકા રચેલી છે. ૧.

यावन्महीमृगाक्षीयं, धत्ते वारिधिमेखलाम् ।
वाच्यमाना बुधैर्जीयात्, सद्वृत्तिर्द्रव्यसप्तति: ॥ २ ॥

ટીકાઃ—જ્યાં સુધી આ પૃથ્વીરૂપી સ્ત્રી સમુદ્રરૂપી કટિમેખલાને ધારણ કરે ત્યાં સુધી વિદ્વાનોથી વંચાતી સતી આ સટીક દ્રવ્યસપ્તતિ જયવંત રહો. ૨.

तर्कादिशास्त्रनिपुणै वैराग्यामृतसागरै: ।
शोधितेयं श्रिये श्रीमद्विद्याविजयकोविदै: ॥ ३ ॥

ટીકાઃ—ન્યાય પ્રમુખ શાસ્ત્રોમાં નિપુણ અને વૈરાગ્યરૂપી અમૃતના સાગરજેવા શ્રીવિદ્યાવિજય પંડિતે શોધેલી આ દ્રવ્ય સીત્તરી ભવ્યજનોને જ્ઞાનલક્ષ્મીના પ્રાપ્તિને માટે થાઓ. ૩.

॥ इति ॥